# શેષ વિવેચનો

લેખક

સ્વ. પ્રોફે. નવલરામ જ. ત્રિવેદી

એમ. એ.

આદર્શ પુસ્તક ભંડાર

ભદ્ર . . . . અમદાવાદ

આદર્શ પ્રકાશન ૧૫

# શેષ વિવેચનો

લેખક

સ્વ. પ્રો. નવલરામ જ. ત્રિવેદી એમ. એ.

: સંપાદકો :

અશ્વિનકુમાર વા. વ્યાસ. એમ. એ.

ઇન્દિરાબેન અ. વ્યાસ. બી. એ.

આદર્શ પુસ્તક ભંડાર

ભદ્ર અમદાવાદ

# અનુક્રમ

## આ લેખકનાં અન્ય પુસ્તકો



પરિહાસ

કેતકીનાં પુષ્પો

કારાવાસની કહાણી

શિક્ષણનું રહસ્ય

સમાજ-સુધારાનું રેખાદર્શન

માનસશાસ્ત્ર (સંપાદન)

'ગ્રામમાતા' ( ,, )

હૃદય-ત્રિપુટી ( ,, )

જયંતી વ્યાખ્યાનો ( ,, )

'બુદ્ધિપ્રકાશ' લેખસંગ્રહ ( ,, ) ભા. ૧-૨

(પ્રોફે. અનંતરાય મ. રાવળ સાથે)

કેટલાંક વિવેચનો

નવાં વિવેચનો

અવશેષ વિવેચનો (પ્રેસમાં)

# પ્રસ્તાવ

ગૂજરાતના પ્રખર વિવેચક શ્રી નવલરામ જ. ત્રિવેદીના વિવેચનનું આ ત્રીજું પુસ્તક ગૂજરાતની સાહિત્યપ્રિય જનતા સમક્ષ રજૂ કરતાં અમને હર્ષ થાય છે. સાહિત્યના ક્ષેત્રમાં સદ્‌ગતે થોડા સમયમાં વિવેચક તરીકે સારી ખ્યાતિ સંપાદન કરી હતી. સ્વ. નવલરામ પંડયા, સ્વ. મણિભાઈ, સ્વ. રમણભાઈ નીલકંઠ, સ્વ. નરસિંહરાવ તેમ જ શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ, શ્રી વિજયરાય ક. વૈદ્ય, શ્રી રામનારાયણ વિ. પાઠક, પ્રાધ્યાપક અનંતરાય મ. રાવળ વ.ની હરોળમાં વિવેચક તરીકે એમનું સ્થાન છે.

સાહિત્યનું વિવેચન માત્ર ખંડનાત્મક (destructive) નથી, તે રચનાત્મક પણ છે, એ વસ્તુ સ્વ. નવલરામ જ. ત્રિવેદીના વિવેચનો પરથી સહેજે જોઈ શકાય છે. લેખકોનાં દૂષણો ને ખામીઓને ખુલ્લાં પાડવા એ જ વિવેચકનું કર્તવ્ય નથી; પણ, લેખકોની કૃતિઓના ગુણદોષ તપાસી તેનું મૂલ્યાંકન કરવું, અને લેખકોને રચનાત્મક રીતે ઉપયોગી માર્ગદર્શન કરવું એ જ સાચું વિવેચન છે. સ્વ. નવલરામનું વિવેચન આ પ્રકારનું છે.

વિવેચન માટે નીડરતા ને નિખાલસતા મુખ્ય ગુણો મનાયા છે. લબ્ધપ્રતિષ્ઠ કે પ્રતિભાશાળી લેખકોથી ડરી, તેમને ખુશ કરવાના એક માત્ર આશયથી કેટલાક વિવેચકો તેમની માત્ર પ્રશંસા જ કરે છે. આમ કરવાથી, વિવેચનનો સાચો હેતુ સરતો નથી, લેખક પોતાનું સાચું મૂલ્ય જાણી શકતો નથી. પરિણામે લેખકનો સાચો વિકાસ થતો નથી, અને ઉચ્ચ કોટિનાં સર્જનો મળતાં નથી. નીડરતા, સ્પષ્ટ વક્તૃત્વ અને સરળતા સ્વ. નવલરામના વિવેચનના આગળ પડતાં લક્ષણો છે. 'કોઈ પણ પ્રકારનો ઢોંગ તેઓ કદી સાંખી શકતા ન હોવાથી તેઓ સ્પષ્ટ વક્તા હતા.' એકલા પડી જવાને ભોગે પણ પોતાને સત્ય લાગે તે મંતવ્ય કહેતાં તે અચકાયા નથી. આવા દાખલા એમના જીવનમાં બનેલા છે. ચીવટભરી સંશોધનવૃત્તિ એમના વિવેચન પાછળ પ્રધાન લક્ષણ હતું. સફળ વિવેચક માટે આવશ્યક એવી તીવ્ર યાદદાસ્ત એમની હતી. પ્રિ. જે. ગો. શાહ કહે છે તેમ, તેમની બહુશ્રુતતા અને અપાર વાંચનને લીધે તેઓ ગૂજરાતી સાહિત્યકારોમાં living encyclopaedia (જીવંત વિશ્વકોષ) જેવા હતા.

રા. રા. 'ધૂમકેતુ'એ સ્વ. નવલરામભાઈના જ્ઞાનની વિપુલતાને અંજલિ આપતાં એક વ્યાખ્યાનમાં જણાવ્યું હતું: 'મારે જ્યારે જ્યારે કોઈ ઐતિહાસિક ઘટના સંબંધી માહિતી જોઈતી હોય કે કોઈ બાબત અંગે મને શંકા ઉદ્ભવે ત્યારે ત્યારે નવલરામભાઈ પાસે હું જતો, અને મને જરૂરી માહિતી મળતી. મારી કૃતિઓમાં પણ મારે ચોકસાઈ રાખવી પડતી; કારણ કે, હું જાણતો હતો કે જરા પણ હકીકતદોષ થયો તો તે જોનાર વિવેચક ગૂજરાતમાં છે.'

પ્રગતિશીલ સાહિત્યકારોના તે મોવડી હતા. અદ્યતન વિચારસરણી તથા નૂતન રાજકીય મતમતાંતરોથી તેઓ સુપરિચિત રહેતા. તેથી જ તેમનું વિવેચન જૂની ઘરેડનું નહિ, પણ પ્રગતિશીલ છે. તેમના લખાણમાં તેમણે ઉદ્દામવાદી અને પ્રગતિશીલ વિચારસરણી રજૂ કરી છે. યુવાન સાહિત્યકારો માટે તેમને ખાસ પક્ષપાત હતો. અનેક ઊગતા લેખકોને તેમણે યોગ્ય માર્ગદર્શન કર્યું હતું. આધુનિક વિવેચન માટે આવશ્યક એવું ઈતર ભાષાઓનું જ્ઞાન એમને હતું. સંસ્કૃત, બંગાળી, મરાઠી, ઉર્દૂ, અંગ્રેજી, લેટિન વ. ભાષાઓથી તે સુપરિચિત હતા. એમણે સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર, ઇતિહાસ, જાતીય વિજ્ઞાન, ભાષાશાસ્ત્ર વ. નો ઊંડો અભ્યાસ કર્યો હતો.

'કેટલાંક વિવેચનો' તથા 'નવાં વિવેચનો' તેમની વિનોદયુક્ત અને હૃદયંગમ શૈલી, વેધક દૃષ્ટિ તથા નિર્ભય અને સૂક્ષ્મ છણાવટથી સાહિત્ય-રસિક જનતામાં પ્રિય થઈ પડેલાં છે. એ જ પ્રમાણે પ્રસ્તુત પુસ્તક 'શેષ વિવેચનો' અભ્યાસકોને ઉપયોગી થઈ પડશે, એવી આશા છે.

'શેષ વિવેચનો'માં ઘણુંખરું પુસ્તકોનાં વિવેચનોનો જ સંગ્રહ કર્યો છે. આ પછી તુરતમાં પ્રગટ થનાર 'અવશેષ વિવેચનો'માં એ ઈતર વિવેચનો ગ્રંથસ્થ થશે.

પ્રીતમનગર ઢાળ<br>
અમદાવાદ<br>
તા. ૬-૬-'૪૭

સંપાદકો

The qualities that go to the making of a great critic are that he must have the mind of a poet, a cool head, the faculty of self-surrender and a certain modicum of bookishness.

[ મહાન વિવેચક થવા માટે વિવેચકમાં કવિની દૃષ્ટિ, ઠંડુ મગજ, લેખકની સાથે આત્મસાત્ થઈ જવાની કળા અને પુસ્તકપ્રિયતાનો અલ્પાંશ હોવાં આવશ્યક છે. ]

# પાંત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય*

ઈ. સ. ૧૯૩૫ના ગ્રંથસ્થ વાઙ્મયનું અવલોકન કરવાનું કામ 'ગૂજરાત સાહિત્ય સભા'એ મને સોંપ્યું તે માટે હું એ સંસ્થાનો અંત્યંત ઋણી થયો છું.

આપણા સાહિત્યનું વાર્ષિક સમાલોચન પ્રથમ સ્વ. રણજીતરામે કર્યું હતું. તેમનું વિવેચન 'ઇસુનું વર્ષ ૧૯૦૮' શરૂઆતનું જ કાર્ય હોવા છતાં એવું સુંદર થયું હતું કે, ત્યાર પછી અનેકને લાગ્યું કે આ પ્રમાણે સાહિત્યનું વાર્ષિક અવલોકન ચાલુ રહે તો ઘણું સારું. ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ તે માટે એકબે વિદ્વાનોને આ કાર્ય સોંપેલું, પણ તેનું કાંઈ પરિણામ આવ્યું ન હતું. ભાઈશ્રી હિરાલાલ પારેખે ત્યારપછી કેટલાંક અવલોકનો લખેલાં અને 'ગ્રંથ અને ગ્રંથકાર'માં હજુ પણ એ દિશામાં પ્રકારાન્તરે પ્રયાસ ચાલુ છે. 'ગુજરાત સાહિત્ય સભા'ના પ્રમુખસ્થાનેથી સ્વ. રમણભાઈ વાર્ષિક સામાન્ય સભામાં જે વ્યાખ્યાન આપતા તેમાં ગત વર્ષની સાહિત્યપ્રવૃત્તિનું વિહંગાવલોકન કરતા. એ પ્રથા કેટલોક સમય ચાલુ રહી હતી. પછીની ૧૯૨૯ની સાલની સાહિત્ય સભાએ એક વ્યાખ્યાતાને આ કામ સોંપવાનું નક્કી કર્યું. તે પ્રમાણે શ્રી. રામનારાયણ પાઠકથી શરૂઆત કરી શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ ('સાહિત્યપ્રિય'), શ્રી. વિજયરાય વૈદ્ય, શ્રી. વિશ્વનાથ ભટ્ટ અને શ્રી. જ્યોતીન્દ્ર દવેએ વાર્ષિક વ્યાખ્યાનો આપ્યાં. ચાલુ વર્ષમાં એ બોજો મારે શિર મુકાયો છે. શરૂઆતમાં આભાર અને કૃપાની વાત કહી, છતાં હવે મારાથી બોજો લખાઈ ગયું તો હું તે સુધારીશ નહિ. ખરેખર આપનો આભાર માનવા છતાં એ જવાબદારી ઘણી ભારે છે, એમ કહેવું જોઈએ.

---

* 'ગૂજરાત સાહિત્ય સભા' (અમદાવાદ) તરફથી કરાયેલી સમીક્ષા.

## મુશ્કેલીઓ

વાર્ષિક અવલોકનની પ્રથમ મુશ્કેલી તો એ જ છે કે, વર્ષ દરમિયાન કેટલાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં તે જાણવું કેવી રીતે? સરકાર દર ત્રણ માસે ઇલાકામાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી બહાર પાડે છે, પણ તે ઘણી મોડી પ્રસિદ્ધ થાય છે. વળી, તેમાં દેશી રાજ્યોમાં છપાયેલ પુસ્તકોનાં નામ આવતાં નથી. અને, આપણી ભાષાનાં પુસ્તકો તો કલકત્તા અને કરાંચી, રંગૂન અને પૂર્વ આફ્રિકામાંથી પણ પ્રસિદ્ધ થાય છે. છતાં, બને તેટલાં નામ એકઠાં કરીએ, એટલે બીજી મુશ્કેલી દેખાય છે. આ સર્વ પુસ્તકો મેળવવાં શી રીતે? 'સાહિત્ય સભા'ના મંત્રીઓ વર્તમાન પત્રો અને માસિકોમાં વિનંતિઓ છપાવે છે, પણ તેનો જોઈએ તેવો જવાબ મળતો નથી. અનેક લેખકો અને પ્રકાશકો વારંવાર પત્રો લખવા છતાં તેમનાં પુસ્તકો મોકલવાનું યોગ્ય ધારતા નથી. તેમણે પોતાનાં પુસ્તકો 'સાહિત્ય સભા'ને મોકલવાં જ જોઈએ, એમ તો આપણાથી કઈ રીતે કહી શકાય? આપણું કામ જેમ જેમ વધારે સંતોષકારક માલૂમ પડતું જશે તેમ તેમ વધારે ને વધારે પુસ્તકો આપણને મળશે. વળી, 'સાહિત્ય સભા' પણ નાનકડું પ્રકાશન ખાતું ચલાવે છે. તો પ્રકાશકો સાથે પ્રકાશનોની અદલાબદલી કરવાનો રિવાજ તે રાખે તો વેપારી ગૂર્જરાત તેની તુર્ત કદર કરશે. આપણું વાર્ષિક અવલોકન તો આપણે પ્રસિદ્ધકર્તાઓને મોકલવાનો હવે નિયમ રાખ્યો છે તે યોગ્ય જ થયું છે, પણ મુખ્ય મુખ્ય પ્રસિદ્ધકર્તાઓ સાથે આ જાતનો સંબંધ બાંધ્યા વિના આપણા ગણત્રીબાજ પ્રસિદ્ધકર્તાઓનો સહકાર લાંબો વખત સુધી અને સંતોષકારક પ્રમાણમાં ન જ મેળવી શકીએ.

આને અંગે બીજી પણ એક સૂચના સામયિકોમાં થઈ છે; એટલે, તેનો વિચાર પણ શરૂઆતમાં જ કરી લઈશ. એક જ માણસ સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા વગેરે વિષયોનાં પુસ્તકોને ન્યાય કેવી આપી શકે?

આ પ્રશ્ન યોગ્ય છે. સંગીતનાં પુસ્તકોના અવલોકનકાર્યમાં મને અમદાવાદના પ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી અધ્યાપક વિષ્ણુકુમાર અત્રેની મદદ ન મળી હોત તો એ વિષયમાં હું જાતે ભાગ્યે જ કાંઈ પણ લખવાની હિમ્મત કરત. આ સહકાર માટે હું તેમનો આભારી થયો છું. પણુ, આ ઉપરથી મને જ સૂચના કરવાનું મન થાય છે તે એ કે, હવેથી 'સાહિત્ય સભા' એક જ વ્યક્તિને બદલે ચારપાંચની કમિ-ટીને વાર્ષિક અવલોકનનું કામ સોંપવાની યોજના કરે તો વધારે યોગ્ય થઈ પડશે. દર વર્ષે આ કમિટી બદલવાની જરૂર નથી. એકને એક કમિટી ચાર વર્ષ સુધી અવલોકન કાર્ય કરે, અને પછી નવી કમિટી નીમાય. યુનિવર્સિટીઓમાં પરીક્ષકોની નિમણુંક સામાન્ય રીતે આ પ્રમાણે ચાર વર્ષને માટે કરવામાં આવે છે. એકને એક કમિટી ચાર વર્ષ સુધી કામ કરે તો અવલોકન પણ કદાચ વધારે સારી રીતે થઈ શકશે.

ગૂજરાતમાં વિવેચકોનો દુષ્કાળ પડયો છે એમ હું માનું છું, તેથી આ સૂચના નથી કરતો. હમણાંથી આપણે ત્યાં કવિઓના દુકાળની બૂમ બંધ પડી છે, તેમનો તો સુકાળ થયો છે, તો વળી વિવેચકોના દુકાળની બૂમ વારંવાર ઉઠાવવામાં આવે છે. પણુ, આવો ભય મને દેખાતો નથી. 'સાહિત્ય સભા'ને હજુ જેમની સેવાનો લાભ મળ્યો નથી તેવા કેટલાક વિવેચકોને હું અત્રે ગણાવીશ. દર ગુરુ-વારે 'જન્મભૂમિ'માં દેશપરદેશના સાહિત્ય વિષે રસિક અને માર્મિક ચર્ચા કરનારા ભાઈ મેઘાણી જેટલા કવિ અને વાર્તાલેખક છે તેટલા જ રસિક વિવેચક પણ છે. જૂની ગૂજરાતીના અભ્યાસી, વડોદરા પ્રાચ્યમંદિરની ભાષાન્તર શાખામાં બેસી પ્રાચીન અને અર્વાચીન ગૂજરાતી સાહિત્યનું મૂલ મૂલવનાર શ્રી. મંજુલાલ મજ-મુદાર જેવા શાન્ત અભ્યાસીની ઓળખાણ સાહિત્ય સભાઓએ કરવા જેવી છે. કરાંચી કૉલેજના ગૂજરાતીના અધ્યાપક શ્રી. ડોલરરાય માંકડ સારા ભાષાશાસ્ત્રી અને આથમી ગયેલા પંડિત યુગના એકલા

અર્વાચીન પ્રતિનિધિ સમા છે. નરસિંહરાવની પછી ભાષાશૈલીની શુદ્ધિની ચોકીદારી તે સાચવી શકે તેવા છે. તે ઉપરાંત ગૂજરાત કોલેજના ગૂજરાતીના અધ્યાપક શ્રી. અનન્તરાય રાવળ અને એલ્ફીન્સ્ટન કોલેજના શ્રી. ભાનુશંકર વ્યાસ જેવા અભ્યાસીઓની સેવા પણ આપણને દિવસે દિવસે વધારે પ્રમાણમાં મળતી રહેશે. કારણ, હવે ગૂજરાતીનો અભ્યાસ કોલેજોમાં સળંગ રીતે દાખલ થવાનો વખત આવી પહોંચ્યો છે, અને ગૂજરાતી સાહિત્યનું અધ્યયન અને અધ્યાપન જેમણે જીવનકાર્ય તરીકે સ્વીકાર્યું હોય તેવા અધ્યાપકોનો એક નવીન જ વર્ગ આપણે ત્યાં ઉત્પન્ન થવા લાગ્યો છે.

મને મળ્યાં તેટલાં પુસ્તકોનું અવલોકન અહીં કરવાનો મેં પ્રયાસ કર્યો છે. છતાં, કોઈ પુસ્તક રહી ગયું હોય તે માટે લેખક-પ્રકાશક બંધુઓની શરૂઆતમાં જ ક્ષમા યાચી લઉં છું. વળી, કેટલાક પ્રકાશકોએ માત્ર પોતાનાં પુસ્તકોનાં નામ જ મોકલી આપ્યાં છે. આ પુસ્તકો પોતાની પાસેથી ખરીદવાની ભલામણ પણ સાથે જ નથી કરી, એટલે તેમનું ધારવું એવું લાગે છે કે, આ પુસ્તકો ગમે ત્યાંથી માગીને મેળવી લેશો. એક પ્રકાશક બંધુએ મારી માગણીના જવાબમાં પ્રતિ માગણી કરી કે, પુસ્તકો માગવાની આ પ્રથા વિષે તેઓ મારી સાથે ચર્ચામાં ઊતરવા માગે છે. હિંદના પોપટને વિલાયત લઈ જઈને પાંજરામાં પૂર્યો, એટલું જ નહિ, પણ વળી તેને અંગ્રેજી ભાષા શીખવાની ફરજ પાડી એ કથાનું સ્મરણ મને આ પત્ર વાંચતાં થયું. ભાઈને તો એ જવાબ આપ્યો હતો કે, 'ગૂજરાત સાહિત્ય સભા'એ માગવું સરળ પડે માટે તો અપવાદ સિવાય દર વર્ષે અવલોકનનું કામ બ્રાહ્મણોને જ સોંપ્યું છે.'

આ પ્રમાણે અનેક પુસ્તકો મળી શક્યાં નથી. વળી, કેટલાંકના નામની પણ ખબર હોય નહિ એ બનવાજોગ છે. જેમ બને તેમ વધારેમાં વધારે પુસ્તકો મેળવી, વાંચી જઈ તે વિષે લખવા પ્રયાસ

કર્યો છે. છતાં, આ કારણોથી તેમાં ઊણપ રહી ગઈ હોય એ બનવાજોગ છે. તે માટે ક્ષમા–યાચના સિવાય બીજું શું થઈ શકે?

## પ્રેરકબળો

આ વર્ષના સાહિત્યનાં પ્રેરકબળો કયાં? ૧૯૩૩ના સમીક્ષક શ્રી. વિશ્વનાથ ભટ્ટે તેમના સમર્થ વિવેચનમાં નવતાપ્રેમ, પ્રયોગશીલતા, વૈવિધ્યવાસના, આત્મસાક્ષાત્કારની ઇચ્છા, વાસ્તવદર્શન અને દીનજનો પ્રત્યેનું વાત્સલ્ય એને તેત્રીસના વાઙ્મયની પાછળ કામ કરી રહેલાં પ્રેરકબળો કહ્યાં હતાં. ચોત્રીસના સમીક્ષક ભાઈ જ્યોતીન્દ્ર દવેએ આ જ બળો ચાલુ રહ્યાં હતાં, એમ સ્વીકાર્યું હતું. મારા આ બન્ને વિદ્વાન પુરોગામી મિત્રોથી હું જરા જુદા પડવાની રજા લઉં છું. નવતાનો પ્રેમ તો સાહિત્ય શરૂ થયું ત્યારથી જ દેખાય છે. અને, તે માટે સમર્થ સાહિત્યસ્વામીઓ હમેશાં પ્રયોગો કરતા આવ્યા છે. નરસિંહની કૃષ્ણભક્તિ, પ્રેમાનંદનાં આખ્યાનો, અખાના છપ્પા, શામળની વાર્તાઓ, દયારામની ગરબીઓ એ સર્વમાં તેમના પુરોગામીઓમાં ન હતું એવું કંઈક નવીન સ્પષ્ટ દેખાય છે. નર્મદ અને દલપતે કરેલા નવા પ્રયોગોમાં તેમનો નવતાપ્રેમ અને વૈવિધ્યવાસના દેખાય છે. દલપતકૃત 'હુન્નરખાનની ચડાઈ' અને 'લક્ષ્મી નાટક', 'ભૂતનિબંધ' અને 'વેનચરિત્ર'માં કેટલી નવતા છે તે ભોજો, ધીરો અને પ્રીતમ જેવા પુરોગામીઓની કૃતિઓ સાથે સરખાવવાથી સ્પષ્ટ થશે. તે જ પ્રમાણે મણિલાલ, હરિલાલ, નરસિંહરાવ, ગોવર્ધનરામ, ન્હાનાલાલ, મુનશી સર્વમાં કૈંક નવીનતા, કૈંક પ્રયોગશીલતા અને વિવિધતા અભ્યાસીને દેખાયા વિના રહેશે નહિ. એટલે, સમકાલીન સાહિત્યમાં નવતા દેખાય છે એટલું જ કહેવું બસ નથી, પણ તે નવતા કઈ તે દર્શાવવાની આવશ્યકતા રહે છે.

જૂનું ગૂજરાતી સાહિત્ય ભક્તિ અને જ્ઞાનના ધાર્મિકબળથી પ્રેરાયેલું છે. પછી, નવા જમાનાએ સુધારાનો પ્રેમશૌર્યઅંકિત ઝંડો ફરકાવ્યો. કૃષ્ણની બંસી અને બ્રહ્મનો નાદ સુધારાના બ્યૂગલોના

અવાજો નીચે દબાઈ ગયા. ગોવર્ધનરામે સમજાવ્યું કે, સાચો સુધારો કરવો હોય તો માત્ર ઉત્સાહથી નહિ ચાલે, તેની સાથે ત્યાગ અને સાચા જ્ઞાનની જરૂર છે. ગોવર્ધનરામનું દરેક મહાન પાત્ર ત્યાગની ઉત્કટ ભાવનાથી પ્રેરાયું છે. સરસ્વતીચંદ્ર 'જન પશુ જગના કલ્યાણ યજ્ઞ પર' પોતાનું સર્વસ્વ હોમે છે. કુમુદ પિતૃયજ્ઞમાં પ્રેમની આહુતિ આપે છે. ગુણસુંદરી કુટુંબસેવામાં વ્યક્તિગત જીવનના સુખોનો ભોગ આપે છે. સુંદર, સૌભાગ્યદેવી, મણિરાજ અને બીજાં અનેક પાત્રોનો વિચાર કરતાં આ અભિપ્રાય સ્પષ્ટ થશે. કવિશ્રી ન્હાનાલાલે એમ બતાવવા પ્રયાસ કર્યો છે કે, સેવા માટે ત્યાગની આવશ્યકતા છે, પણ તેની સાથે જ સ્નેહ રહી શકે છે. ગાંધીજીએ એ ત્યાગ, સેવા, પ્રેમ, અને શૌર્યના વ્યવહારુ માર્ગો બતાવ્યા. ગાંધીવાદમાં પુરોગામીઓના સદંશોને અપનાવવાનો ખાસ આગ્રહ દેખાય છે. ત્યારે આપણા દેશમાં છેલ્લો દાખલ થયેલ સામ્યવાદ, હજારો વર્ષોથી ચાલતી આવેલી સમાજમાં ઉથલપાથલ કરી, ક્રાન્તિ લાવવા માગે છે. સાહિત્યમાં પ્રજાજીવનનું પ્રતિબિંબ દેખાય છે. આપણાં પ્રજાજીવનમાં સ્થિતિચુસ્તતા, સુધારો અને ક્રાન્તિ એ ત્રણે બલો અનુક્રમે દેખાયાં. અત્યારે એ ત્રણે ઓછે-વત્તે અંશે કામ કરી રહ્યાં છે. એટલે, આપણા સાહિત્યમાં પણ એ ત્રણે દેખાય છે. છતાં, ગાંધીવાદ અને સામ્યવાદ એને આ વર્ષના સાહિત્યનાં વિશિષ્ટ બલો ગણી શકાય. ધીમે ધીમે સર્વ પ્રગતિમાન વિચારના લેખકો આ બેમાંથી એકની અસર નીચે આવતા જાય છે. પ્રભુભક્તિ, પતિસેવા અને આર્ય નીતિરિતિના મંદમંદ રણકાર હજુ પણ આપણા સાહિત્ય-મંદિરમાં સંભળાય છે, પણ ચોકમાં થતા ગાંધીવાદના શંખનાદ અને સરિયામમાં ફૂંકાતી સામ્યવાદની રણભેરી નીચે આ અવાજો એવા દબાઈ જાય છે કે, મંદિરમાં બેઠેલા ભક્તજનો સિવાય બીજાને કાને તે સંભળાતા નથી.

## ગાંધીવાદ

૧૯૩૦-'૩૨ની સત્યાગ્રહની લડત હિંદના અર્વાચીન ઇતિહાસનું

એક મહત્ત્વનું પ્રકરણ બની ગઈ છે. હજારો યુવકો અને સેંકડો યુવતીઓએ જેલની યાતનાઓ વેઠી અને લાઠીના માર સહન કર્યા. ગામડાંઓનો પ્રત્યક્ષ પરિચય પણ લડતને અંગે કેળવાયેલા વર્ગને થયો. આની અસર સમકાલીન સાહિત્ય ઉપર ઘણી થઈ છે. જેલનું તો આપણે ત્યાં એક જુદું જ સાહિત્ય ઉત્પન્ન થયું છે, એમ કહી શકાય. શરૂઆતમાં તો જેલમાં ગયેલાઓએ પોતાના જેલના અનુભવો લખવા માંડ્યા. મહાત્માજીએ દક્ષિણ આફ્રિકાના જેલનિવાસનો અનુભવ લખ્યો તે આ જાતનું સૌથી પહેલું પુસ્તક ગણી શકાય. ત્યારપછી, અનેક લેખકોએ પોતાના જેલનિવાસના અનુભવો લખી પ્રકટ કર્યા છે. અઠવાડિયું જેલમાં રહીને લખનારા પણ તેમાં હતા. ચોવીસ કલાકનો જેલનો અનુભવ એક માસિકમાં પ્રસિદ્ધ થયો, તેથી આ જાતની રચનાની હદ આવી ગઈ. કાકા કાલેલકર કૃત 'ઓતરાતી દિવાલો' અને શ્રી. મેઘાણીની 'જેલ ઑફિસની બારી' જેવી કૃતિઓ માત્ર આપવીતીના કરતાં ઘણે દરજ્જે આગળ વધી. ચાલુ સાલમાં પ્રસિદ્ધ થયેલ 'જીવતાં કબ્રસ્તાન' આ દિશામાં પ્રગતિ ચાલુ રાખે છે. તેમાં લેખક પોતાના અનુભવો જ લખવાનો ઉદ્દેશ રાખતા નથી, પણ તેથી આગળ વધી જેલનિવાસીઓના માનસપ્રદેશમાં વાચકોનો પ્રવેશ કરાવે છે.

ગાંધીવાદનો એક સિદ્ધાન્ત સત્યાગ્રહ અને તેનું એક ફળ જેલનિવાસ તે વિષે આટલેથી બંધ કરી ગાંધીવાદ એટલે શું તે વિષે થોડો વિચાર કરીશું.

ગાંધીવાદનું મુખ્ય સૂત્ર છે સત્ય. જેવું હોય તેવું બતાવવું એમ ગાંધીવાદી લેખક માને છે. એટલે, શરૂઆતમાં તો આ લેખકોએ કવિતાનો બહિષ્કાર જ કર્યો. ગાંધીજી, કાકા કાલેલકર, શ્રી. મહાદેવભાઈ, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. નરહરિ પરીખ સર્વ ગદ્યલેખકો જ છે. પછીથી, ગાંધીવાદની સાથે જ્યારે સામ્યવાદ ભળ્યો અને કલાનો ઉપયોગ પ્રચાર માટે કરવો જોઈએ, એમ માનનાર

લેખકો નીકળ્યા ત્યારે કવિતાનો ઉપયોગ આપણા સાહિત્યમાં મોટા પ્રમાણમાં થવા લાગ્યો. ત્યાં સુધી ગાંધીવાદના ચુસ્ત લેખકોએ તો કલાની બિલકુલ દરકાર રાખ્યા વિના સાદી ભાષામાં, સીધી રીતે પોતાને જે કાંઈ કહેવું હોય તે કહી નાખવું એમ માનીને જ લખ્યા કર્યું. સત્ય એ જ પરમ સૌન્દર્ય છે.

ગૂજરાતી શૈલીમાં મનઃસુખરામ સૂર્યરામનો આડંબર ભાષાનો હતો. તેમાં આગળ જતાં વિચાર અને કલ્પનાનો આડંબર ભળ્યો. ગાંધીવાદનું સાહિત્ય શરૂ થયું ત્યારે ગૂજરાતી સાહિત્યમાં મનઃસુખરામની સંસ્કૃતમયી ગૂજરાતી અને શ્રી. ન્હાનાલાલના ગગનગામી કલ્પનાનાં ઉડ્ડયનોનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. સાહિત્યના ઉદ્યાનમાં દિવસે અને રાત્રે કોયલડીના ટહુકા થતા હતા, અને બ્રહ્મનાદ ગાજી રહેતો હતો. આ ઘેરા અવાજમાં ભૂખે મરતા કંગાલોનો આર્તનાદ ડૂબી ગયો હતો તેનું તો કોઈને ભાન પણ ન હતું. પણ, નવજીવનનો ટંકાર થતાં ધીમે ધીમે સાહિત્યોદ્યાનમાંથી બુલબુલો અને કોયલો ઊડી જવા લાગી, અને કોશીઆઓના લલકાર સંભળાવા લાગ્યા. મોહી નિંદરના ખોળે પોઢેલા ગૂજરાતી જુવાનજુવતીઓને પહેલાં તો આ ન ગમ્યું. સુંવાળી શય્યામાં અર્ધ નિદ્રામાં કેવા મીઠા અવાજો આવતા હતા! તેનો અર્થ ભલે સમજાતો ન હતો, પણ મીઠલડી લ્હાણુ લ્હાતા ટહુકડા રૂમઝૂમિયા લાગતા હતા. પણ, ધીમે ધીમે સમજાયું કે, સાહિત્ય જીવનને માટે છે, અને આપણું જીવન ગામડાઓમાં અને ગામડિયાઓમાં સમાયું છે. આપણા જીવનનો મહા પ્રશ્ન 'એને જગાડું કે જાતે હિંદોળું?' એ જ નથી, અને તેથી તે સમજાવવા માટે ઉન્હા ઉન્હા ચુંબન કરતાં વધારે ઊંડી ફીલસૂફીની જરૂર છે, એવું ધીરે ધીરે મનાવા લાગ્યું. ટૂંકામાં, વિચાર અને શૈલીની કૃત્રિમતામાંથી ગાંધીવાદે ગૂજરાતી સાહિત્યને મુક્ત કર્યું.

પણ, સત્યના પ્રખર તાપમાં સૌન્દર્યની વેલીઓ કરમાવા જેવું ઘણી વાર બન્યું. વળી, નવાઈ જેવું તો એ બન્યું કે, અહિંસાનો

પ્રચાર કરવા માટે ઇતિહાસનું ખૂન કરવામાં કાંઈ જ અયોગ્ય મનાયું નહિ. તેનું છેલ્લું દૃષ્ટાંત શ્રી. રમણલાલ કૃત 'ભારેલો અગ્નિ'માં દેખાય છે. આપણા દેશની છેલ્લામાં છેલ્લી યુદ્ધલીલાના રંગને અહિંસાનો ઓપ આપવાના ઉત્સાહમાં લેખકે ઝાંખપ લગાડી છે, એવું આ નવલકથામાં સ્પષ્ટ દેખાય છે.

સત્ય અને અહિંસાનો સીધો ઉપદેશ ગાંધીજી અને એમના અનુયાયીઓએ પુષ્કળ કર્યો છે. તેમાંથી ઘણા ભાગને સાહિત્ય માનવાની 'સાક્ષરો' કદાચ ના પાડશે. સત્યાગ્રહ એ ગાંધીવાદનો ત્રીજો સિદ્ધાન્ત છે. અહિંસક રહીને સત્યનું આચરણ કરવું તે સત્યાગ્રહનો પાયો છે. એટલે, સત્યાગ્રહમાં સત્ય અને અહિંસા ઉપરાન્ત ત્રીજા ગુણની આવશ્યકતા છે, અને તે કર્મયોગની—અનાસક્તિયોગની. સાહિત્યમાં આ સિદ્ધાન્તો સાવ નવા નથી. પણ, ગાંધીજીએ તે નવી રીતે મૂકયા. છતાં, તેઓ હમેશાં જૂનાં દૃષ્ટાંતો આપે છે. જેમ કે, સત્યાગ્રહ માટે મીરાં અને પ્રહ્લાદ. પણ નવાઈની વાત એ છે કે, મીરાં અને પ્રહ્લાદ બન્નેમાં ચમત્કાર જ મુખ્ય ભાગ ભજવે છે. સત્યાગ્રહી સૈનિકોના બરડા લાઠીમારથી ફાટી ગયા, અનાથના નાથને બોલાવી બોલાવીને તેમના અવાજ પણ ફાટી ગયા, છતાં દમનનો કોરડો જરા યે ધીમો પડયો નહિ, ત્યારે જ સામ્યવાદની માન્યતાને જોર મળ્યું.

### સામ્યવાદ

ગૂજરાતી સાહિત્યમાં છેલ્લામાં છેલ્લું દાખલ થયેલ પ્રેરક બલ સામ્યવાદ છે. ગરીબો પ્રત્યે દયા રાખવી, એમ આપણા ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે. ગાંધીવાદ પણ દરિદ્રનારાયણની સેવા કરવાનું કહે છે, અને સામ્યવાદ પણ ગરીબોનાં દુઃખ દૂર કરવા માગે છે. એટલે, એ ત્રણે વચ્ચે કેટલાક લખનારાઓ ગોટાળો કરી મૂકે છે. આપણાં શાસ્ત્રોમાં ભૂખ્યાને અન્ન આપવાનું લખ્યું છે. ગાંધીવાદ ગરીબોને રોટી આપવા માગે છે. પણ, તે આપે કોણ? ધનિકો. એરણની ચોરી

કરનારાઓ સોયનું દાન કરે. મિલ જિન સ્ટોરનો વેપાર કરનારાઓ ખાદી પહેરે. હજારો મજૂરોની મહેનતની લાખો રૂપિયાની ચોરી કરી માલદાર બનેલા મિલમાલેકો સ્વરાજ્યફાળામાં બેચાર હજાર રૂપિયા ભરે એનું નામ ગરીબોની દાઝ. શ્રીમંતો થોડું દાન આપી પોતાના પાપનાં પોટલાં રંકો પાસે ઉપડાવે એનું નામ દયા. સામ્યવાદમાં દયાને સ્થાન નથી. તે તો ન્યાય માગે છે. તેમાં કચડાયેલા પ્રત્યે જેટલો પ્રેમ છે, તેટલો જ જુલમીઓ પ્રત્યે રોષ છે. ગાંધીવાદમાં દ્વેષને સ્થાન નથી. પણ, તેની અહિંસાને સામ્યવાદ હિંસક અહિંસા ગણે.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्** એ ગીતાનું સૂત્ર સામ્યવાદીને માન્ય છે. ગૂજરાતી સાહિત્યમાં આ જાતનો સૂર કાઢનાર લેખકો દેખાવા લાગ્યા છે. શ્રી. છેલશંકર વ્યાસકૃત ‘ દાવાનળ ’ આનું સરસ ઉદાહરણ છે. અહીં ગાંધીવાદનો સ્પષ્ટ ત્યાગ દેખાય છે. સામ્યવાદી સાહિત્ય સામે એક વાંધો એ દર્શાવવામાં આવે છે કે, તે પ્રચારલક્ષી છે. ગાંધીવાદના સાહિત્ય સામે આવો વાંધો નહોતો દર્શાવાયો; કારણ, તેને તો સાહિત્ય માનવાની જ સાક્ષરો ના પાડતા હતા; સામ્યવાદી લખાણોને સાહિત્ય ગણવા તો સાક્ષરો તૈયાર દેખાય છે, નહિ તો તેને ‘ પ્રચારલક્ષી સાહિત્ય ’ એવું નામ કેમ આપી શકે ? વારુ, પણ સાહિત્યમાં પ્રચાર કયારે ન હતો ? નરસિંહમીરાંમાં ભક્તિમાર્ગનો પ્રચાર નથી ? અને, નર્મદ દલપતમાં સુધારાનો ? અને, કલાપી, કાન્તમાં પ્રેમમાર્ગનો ? અને, શ્રી. ન્હાનાલાલમાં લગ્નસ્નેહ અને સ્નેહલગ્નનો ?

ખરી વાત એ છે કે કોઈને પ્રચાર સામે વાંધો નથી, પણ પ્રચારના વિષય સામે વાંધો છે. વિદ્યાર્થીઓએ રાજકીય બાબતોમાં માથું મારવું નહિ, મ્યુનિસિપાલિટીએ રાજકીય વિષયોમાં પડવું નહિ, એમ સરકારી અમલદારો વારંવાર કહે છે. પણ, તેના તે જ અમલદારો અથવા તેમના મળતિયાઓ વિદ્યાર્થીઓ પાસે રાજ્યભક્તિનાં ગીતો ગવડાવે છે, અને મ્યુનિસિપાલિટીઓ પાસે ગવર્નરોને માનપત્રો

અપાવડાવે છે. તે જ પ્રમાણે, આપણા ગૂજરાતી વિદ્વાનોને સામ્યવાદના પ્રચાર સામે વાંધો છે; કારણ, તે પ્રચાર તેમને રુચતી વાતોનો નથી. સતીધર્મ, પતિસેવા, માબાપોને માન કે બહુ બહુ તો બ્રહ્મ સત્ય જગન્મિથ્યા કે વિધવાવિવાહ, જેવી બાબતોનો પ્રચાર કરો ત્યાં સુધી વાંધો નહિ. એ પ્રચાર ગણાય જ નહિ. પણ, સ્વાતંત્ર્યપ્રેમ, મૂડીવાદનો નાશ, ઈશ્વરનો ઇન્કાર આવી વાતો કરો તે કેમ સહન થઈ શકે? તેને તો ગમે તે રીતે વગોવી શકાય. તે માટે દલીલની જરૂર નથી. એ તો પ્રચારનું સાહિત્ય.

મિલકત અને માનવી ઉપરના માલદારોના સ્થાપિત હક્કોનો ઇન્કાર એ સામ્યવાદનો સાર છે. એક માણસ બીજાને ગુલામ બનાવે તે જંગલી પ્રથા છે. મૂડીદાર મજૂરને પગારદાર ગુલામ બનાવે એ પણ એટલી જ જંગલી પ્રથા છે. સો કે હજાર રૂપિયા આપી સ્ત્રી ખરીદવી એ જંગલી રિવાજ છે; પણ ઘરેણાં, લૂગડાં ને મકાનની સગવડ આપી લગ્નના બજારમાંથી વગર પગારની ગુલામડી ખરીદવી એ એથી પણ વધારે જંગલી પ્રથા છે. જૂના જમાનાના લોકોને ગુલામ, ગુલામડીનો વેપાર ખોટો નહિ લાગતો હોય. આપણને લાગે છે. આપણે ગુલામી વેપારને પાશવી કહીએ છીએ. આપણાં સંતાનો આપણી મૂડીવાદી આર્થિક અને સામાજિક રચનાને એ જ પ્રમાણે જંગલી ગણશે. એમને નવાઈ લાગશે કે, બીજી રીતે સુધરેલા કહેવાતા આપણા બાપદાદાઓ આર્થિક અને જીન્સી વ્યવસ્થાને કેમ સંસ્કારી પાયા ઉપર નહિ મૂકી શકયા હોય? આપણા સાહિત્યમાં આ જાતની નવી નીતિભાવના અને અર્થવ્યવસ્થાના વિચારો થોડા સમયથી દાખલ થવા લાગ્યા છે, અને ધીમે ધીમે તેનું બળ વધતું જતું દેખાય છે.

## કવિતા

ગૂજરાતી કવિતાનો આ વસંતયુગ કહી શકાય. આ વર્ષનો ફાલ પણ સંતોષકારક ગણી શકાય. શ્રી. મેઘાણીએ પોતાનાં જુદાં

જુદાં પુસ્તકોમાં વેરાયેલાં કાવ્યોને એકત્ર કરી ‘ યુગવંદના ’ નામથી પ્રસિદ્ધ કર્યાં છે. ગૂજરાતના રાષ્ટ્રીય શાયર તરીકે ભાઈ મેઘાણીનું નામ ઘેરઘેર જાણીતું છે. બે ભાગનાં કાવ્યો સ્વતંત્ર છે, અને ત્રીજા ભાગનાં ભાષાન્તરો અને અનુકરણો છે. ગૂજરાતી ભાષામાં ગદ્યમાં થયેલાં પણ કેટલાંક એવાં ભાષાન્તરો છે કે જે મૂળની સાથે સરખાવ્યા સિવાય સમજી શકાય નહિ. પણ, શ્રી. મેઘાણીનાં પદ્યભાષાન્તરો અને અનુકરણો મૂળ ગૂજરાતીમાં જ લખાયાં હોય એવાં સ્વાભાવિક અને પ્રાસાદિક છે. ‘ કોઈનો લાડકવાયો ’, ‘ કવિ તને કેમ ગમે ? ’ ‘ સૂના સમદરની પાળે ’, ‘ છેલ્લી પ્રાર્થના ’ વગેરે ગીતો ગૂજરાતમાં ઘેરઘેર ગવાય છે, અને બાલકબાલિકાઓને પણ તે ગદ્ગદિત થઈને ગાતાં અને સાંભળતાં અનેકે જોયાં હશે. આ સર્વ ભાષાન્તરો છે, એમ જ્યાંસુધી કહેવામાં ન આવે ત્યાંસુધી ખબર પડે તેમ નથી. એટલું જ નહિ, પણ મૂળની સાથે સરખાવવાથી આપણને ભાષાન્તર વધારે આકર્ષક લાગે છે. ભાષાન્તરમાં છંદ, રાગ અને પ્રાસાનુપ્રાસ તથા ભાષાશૈલીની એવી સુંદર યોજના દેખાય છે કે, મૂળ તેની પાસે ઝાંખું લાગે છે. ‘ કોઈનો લાડકવાયો ’ ના ‘ રૂપાન્તરના યોગ્ય મૂલ્યાંકનને માટે ’ અસલ કાવ્ય પછવાડે આપ્યું છે તે જોતાં આ અભિપ્રાયની પ્રતીતિ થશે. દેશભક્તિ, પીડિતો તરફ સહાનુભૂતિ અને હૃદયની કોમળતા આ કાવ્યોમાં સ્થળેસ્થળે દેખાય છે.

પુસ્તકને છેડે આપેલ ટિપ્પણમાં ‘ દૂધવાળો ’ એ કાવ્ય વિષે લખ્યું છે, ‘ મુંબઈ શહેરના ઘરેઘરનો અનુભવ મારા પોતાના રોજિંદા જાતઅનુભવમાં નિહાળ્યો. દૂધવાળા ભૈયાઓની જીવન–કથનીમાં પડેલી કરુણતાને કટાક્ષમાં લપેટવાનો આ પ્રયાસ સફળ નથી. ઉપરાંત, છેલ્લું તારણ તો ખોટું છે. એક દૂધવાળો મરે તેથી તેની જગ્યા પૂરનારી પરમ્પરા કંઈ અટકતી નથી. ’ આવી આત્મપરીક્ષા કરવાની અને તે જાહેરમાં દર્શાવવાની જેમનામાં હિમ્મત છે તે કવિમાં ગૂજરાત જેટલી શ્રદ્ધા રાખે તેટલી ઓછી છે.

દેશભક્તિ, પીડિતદર્શન, કથાગીતો, આત્મસંવેદન અને પ્રેમલહરીઓ એ પાંચ વિભાગમાં સંગ્રહ વહેંચાએલો છે. તેમાંના પહેલા ત્રણ વિભાગોનાં કાવ્યો અત્યાર અગાઉ ખૂબ પ્રસિદ્ધિને પામ્યાં છે. એવી જ યોગ્યતા છેલ્લા બે વિભાગોનાં કાવ્યોમાં પણ છે. તેમાં, કવિ આત્મલક્ષી બન્યા છે. પોતાના હૃદયના કોમળ ભાવો એવી સુકુમાર શૈલીમાં તેમાં ઉતારેલા છે કે, તેની સાથે દરેક સહૃદય વાચક તાદાત્મ્ય અનુભવશે.

શ્રી. ઇન્દુલાલ ગાંધી સાહિત્યના અનેક ક્ષેત્રોમાં વિહરે છે. તેમનો કાવ્યસંગ્રહ 'ખંડિત મૂર્તિઓ' આ વર્ષે પ્રસિદ્ધ થાય છે. તે પહેલાં તેમણે 'તેજરેખા' અને 'જીવનનાં જળ' એ બે ખંડ કાવ્યોની નાની પુસ્તિકાઓ પ્રગટ કરી હતી. આ સંગ્રહ વિષે લખતાં તેમણે કહ્યું છે: 'નિષ્પક્ષપાતી વિવેચનાનું મૂલ્ય મારે મન બહુ ઊંચું છે.' એટલે, જે કાવ્ય ઉપરથી પુસ્તકને નામ આપ્યું છે તે કાવ્ય વિષે જરા વિગતથી લખવા પ્રેરાઉં છું. 'ખંડિત મૂર્તિઓ' એ કાવ્યનો સાર આ પ્રમાણે છે: એક સુંદર બાલિકા હતી. નાનપણમાં માબાપ મરી ગયાં અને એક બ્રાહ્મણે તેને ઉછેરી. કોડભરી એ કન્યાને તેના પાલકે પૈસાની લાલચે એક બુઢ્ઢાની સાથે પરણાવી. તેની ચાર સ્ત્રીઓ મરી ગઈ હતી, અને આ પાંચમી હતી. ડોસો લગ્ન પછી થોડા વખતમાં મૃત્યુ પામ્યો. અહીં સુધી બધું બરાબર છે. બાલાને ડોસો ગમતો ન હતો, એટલે એ વેળાસર મરી ગયો એ ઠીક જ થયું, એમ આપણને લાગે. પણ પછી જ ચમત્કાર બને છે. જે ડોસાને જોઈ ને બાલાને ઘૃણા ઊપજતી તે જ વૃદ્ધ પતિનાં સ્મરણોથી તેના જીવનના ઓજના ઓરડા ઊઘડી જાય છે, અને તેના દિલદરિયાનાં નીર હેલે ચડે છે. પ્રાચીન કાલમાં જેમ સુકન્યાનો વૃદ્ધ પતિ ચ્યવન અશ્વિનીકુમારોના પ્રતાપે યુવાન બન્યો હતો તેમ અહીં પણ બાલાના પોતાના જ કલ્પનાના બલથી તેનો મૃત વૃદ્ધ પતિ તેના સ્મરણપ્રદેશમાં યુવાનસ્વરૂપે વિહરવા લાગ્યો. સુકન્યાને તો જીવતોજાગતો યુવાન ચ્યવન પ્રાપ્ત થયો

હતો, પણ ગૂજરાતની આ કલ્પનાપ્રદેશની બાલિકા તો કલ્પનાબોમ-માંથી જ બધો આનંદ લૂંટી શકે છે. અજબ કહેવાય તેનું ધૈર્ય. સત્ય-યુગની સતી સુકન્યા કરતાં કલિયુગની આ ગૂર્જર પુત્રી, ખરે જ, સતી-ત્વમાં ક્યાંઇ યે ચડી ગઈ. જીવન અને સાહિત્યને કાંઈ જ નિસ્બત હોય તો આવાં કલ્પનાનાં ઘોડાંઓને રોકવાં જોઈએ એટલું જ આ વિષે કહેવું બસ થશે.

પણ, બધાં જ કાવ્યો આવાં અતિ ગંભીર નથી. કેટલાંક રમૂજી પણ છે. જેમ કે, 'ગુજરાતી સાડી'. રેલ્વેના પ્લેટફોર્મ પર બેસી બંગાળી, સીંધી, પંજાબી અને દક્ષિણી ચારે કન્યાઓ કોનો પહેરવેશ સારો એની ચર્ચા કરે છે. એવામાં ગાડી આવે છે, અને એક ગૂજરાતી કન્યા સાડીનો છેડો ફરફરાવતી ઊતરે છે. તરત જ સમજાઈ જાય છે કે, ઉત્તમ પહેરવેશ કયો? આ કાવ્ય તથા આવાં બીજાં કાવ્યો દલપતયુગ આપણે ત્યાં ફરીને આવ્યો છે એ બતાવે છે. આ સંગ્રહમાં આવાં કાવ્યો ઘણાં છે, એમ કહેવાનો આશય નથી; પણ, તદ્દન સામાન્ય બાબત વિષે સામાન્ય રીતે લખી નાખવું અને તેને કાવ્ય કહેવું એવું હમણાં ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે. એટલે, તેની સામે ચેતવણીનો સૂર કાઢવાની જરૂર છે. આ લેખકે જ કહ્યું છે—

'લખો, બસ લખ્યા કરો સમજમાં ન આવે છતાં
ન કોઈ સમજે ભલે સમજવાની ચિંતા વિના,
ચમત્કૃતિ ભરી, નવી શબ્દયોજના, શૈલીમાં
ન અર્થ નીકળે છતાં કનકદોરશી પંક્તિઓ
સુરંગી લલિતા પદી, નવ સુશોભને આંજતી
મૂકો, બસ મૂક્યા કરો, કવિવરો! 'નવાયુગના'.

'આલબેલ' શ્રી. કરસનદાસ માણેકનાં કાવ્યોનો બીજો સંગ્રહ છે. પહેલા સંગ્રહ 'ખાખનાં પોયણાં' ને સારો સત્કાર મળ્યો છે તે જ પ્રમાણે આને પણ મળશે એમ કહી શકાય. 'આલબેલ' એટલે 'All

well'. જેલમાં હોય ત્યારે સંતરી આલબેલ બોલે છે. તે શબ્દ વારંવાર જેલનિવાસ દરમિયાન સાંભળવાથી ભાઈ કરસનદાસને તેનું રટણ થઈ ગયું, અને, તેનો ઉપયોગ તેમણે પોતાના સંગ્રહને નામ આપવામાં કર્યો. આ સંગ્રહમાં કેટલાંક કાવ્યો જેલજીવનને લગતાં છે, ત્યારે કેટલાંક ભક્તિનાં છે. કેટલાંકમાં જેલજીવન અને ભક્તિ બન્નેનું મિશ્રણ દેખાય છે. જેલમાં જેમ કેદીઓ બરાબર હતા અને તેથી ચોકીદાર 'આલબેલ' બોલતો હતો, તે જ પ્રમાણે સંસારમાં પણ, જીવનમાં પણ, બધું બરાબર હતું, અને તેથી આત્મા પણ 'આલબેલું'ના પોકાર કરતો હતો. ફુરંગની અને આત્માની આલબેલ દેવાતી હતી; જાડીજાડી ભીંતોમાંથી પ્રભુનાં પગલાં દેખાતાં હતાં; 'હું જાગું છું, બધું કુશળ છે', એવો બંસીનો બોલ સંભળાતો હતો. છેવટ સૌ સારું થશે, આ જાતના વિચારો જુદાં જુદાં કાવ્યોમાં વારંવાર જોવામાં આવે છે. પણ, આ વિચાર શું બરાબર છે? બ્રિટિશ સામ્રાજ્યવાદે હજારો રાજદ્વારી કેદીઓને પૂરી દીધા, અને ઉપરથી તેના ચોકીદારો કહે છે કે, 'આલબેલ'. તે જ પ્રમાણે જગતમાં પણ ગરીબોનાં ગળાં ધનિકો રહેંસી રહ્યા છે અને કહેવાય છે કે, 'બધું બરાબર છે.' શું બરાબર છે? પરદેશીઓનું રાજ્ય બરાબર છે, અને ધનિકોનું ધન બરાબર છે. પણ, કેદમાં પડેલા હિંદીઓ આ 'આલબેલ' ને દંભ જ કહે. તે જ પ્રમાણે જગતનું અત્યારનું તંત્ર પણ કોઈ વિચારવાન મનુષ્યને નભાવી રાખવા લાયક લાગે નહિ. ઈશ્વર જાગતો હોય તો આવું બને જ નહિ. વિષ્ણુ તો ક્યારના લક્ષ્મીજીને જગત ભળાવીને ક્ષીરસાગરમાં પોઢી ગયા છે. જ્યાં સુધી સામ્રાજ્યવાદ અને મૂડીવાદ છે ત્યાં સુધી જગતમાં ક્યાંય જ સાચી 'આલબેલ' નથી. આ બાબત શ્રી. માણેકના ધ્યાનબહાર નથી. કેટલાંક કાવ્યોમાં આ વિષેના તેમના સ્પષ્ટ અભિપ્રાયો દેખાય છે. જો કે એકંદરે તેમનાં 'આલબેલ' ના ઉલ્લેખવાળાં કાવ્યોમાંથી તો આવો વિસંવાદી ધ્વનિ નીકળે છે.

દેશભક્તિ અને પ્રભુભક્તિ ઉપરાંત કટાક્ષની સુંદર છાંટ આ કાવ્યોમાં દેખાય છે. ‘ગર્વ તું ગુર્જરીતણો’ કાવ્યમાં કવિ નથુ નેતાનો પરિચય આપે છે. ગગા નથુએ સ્ટેજ ઉપર બેસી સભા ચલાવી. તેથી માર ખાધો નહિ, અને નાક કપાવ્યું નહિ; પણ, બે વર્ષ કેદમાં જવું પડયું. આ છેલ્લી વસ્તુ તેની ગણત્રી બહારની થઈ ગઈ. આવા અનેક નથુઓએ મળીને જ સત્યાગ્રહની મહાન લડતને ખાડામાં નાંખી હતી.

કટાક્ષથી જ ન અટકતાં કવિ તેમાંથી પાછા બોધ કાઢવા જાય છે ત્યારે ઠીક લાગતું નથી. ‘બાબુની બા’ કાવ્ય જુઓ :

‘આજે બાબુ અઢી વરસનો દોઢની છે રમૂડી
કાન્તિડાની ઉમ્મર હજુ તો ત્રીસ દી’થી ય થોડી’

અઢી વરસમાં ત્રણ બાળકો. “બાળકોની આ માતા સાથે મારે તે વળી શું સગપણ? અને, તે કયાંથી કયાં સુધી ટકશે?” આવો વિચાર નાયકને આવે છે. અને, તે સાચો જ છે. બર્નાર્ડ શો કહે છે તેમ ‘Marriage is the most licentious institution.

પણ પછી કાવ્યના અંતે નાયક બોલે છે:

“સૃષ્ટિજૂની પ્રીતિ મહિં પુળો! દીર્ઘ જીવો સદાએ
કાન્તિની ને પ્રિય રમૂડીની, બાબુની વ્હાલી બા એ!”

આ સમાધાન અમને ખોટું લાગે છે. અને, નાયકની ગમે તેટલી ઇચ્છા હોય, પણ બિચારી નાયિકા લાંબુ જીવે તે શી રીતે? આ સ્થિતિમાં! અશકય.

શ્રી. રમણલાલ દેસાઈ ‘શંકિત હૃદય’ નાટકથી પ્રથમ પ્રસિદ્ધિમાં આવ્યા. આ નાટકનાં ગીતો શિક્ષિત સમાજમાં ખૂબ લોકપ્રિય થયાં હતાં છતાં, શ્રી. મૂળશંકર ભટ્ટ કહે છે તેમ, કોણ જાણે કેમ, ગૂજરાત શ્રી. રમણલાલની કાવ્યરચનાથી અજાણ્યું જ રહ્યું. શ્રી. રમણલાલે છંદોબદ્ધ કાવ્યો કરતાં ગીતો વધારે લખ્યાં છે. શ્રી. રમણલાલ કવિ ન્હાનાલાલના પ્રશંસક છે એટલે આ કાવ્યોમાં, પ્રકાશક લખે છે તેમ,

વિચાર કરતાં ઊર્મિનું પ્રાધાન્ય વધારે લાગે છે. અત્યારના કવિઓ ઉપર મુખ્યત્વે શ્રી. ઠાકોરની અસર દેખાય છે. ચિંતન એ અત્યારની કવિતાનું મુખ્ય લક્ષણ છે. તેમાં શ્રી. રમણલાલનો સંગ્રહ જુદી જ ભાત પાડે છે. શ્રી. રમણલાલે 'જલિયાંનવાલા બાગ' અને 'ગામડિયા' તથા 'ચીલો સમાર' જેવાં પ્રાસંગિક કાવ્યો લખ્યાં છે, પણ એકંદરે આ સંગ્રહ ગયા યુગના પ્રતિનિધિ જેવો લાગે છે.

શ્રી. ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) અત્યારે નવલિકાલેખક તરીકે વધારે જાણીતા છે, પણ તેમણે શરૂઆત કવિતાલેખનથી કરી હતી. તેમનાં કાવ્યોનો સંગ્રહ જે દસ વર્ષો પહેલાં પ્રસિદ્ધ થવાનો હતો તે કેટલાંક વિઘ્નો આવવાથી આટલો મોડો પ્રસિદ્ધ થાય છે. કવિએ પોતાનાં કાવ્યોને 'અર્ધ્ય'રૂપે રાષ્ટ્રદેવને ચરણે ધર્યાં છે. તેમાં માત્ર દેશભક્તિનાં કાવ્યો જ નથી. પ્રેમ, વાત્સલ્ય, શૌર્ય એમ અનેક રંગોથી કવિનું માનસ રંગાએલું દેખાય છે. વળી, વણકરો અને ભરવાડોના ગીતોની સાથે તેમાં ઍરોપ્લેનનું કાવ્ય પણ મૂકવામાં આવ્યું છે. 'ઍરોપ્લેન' લેખકના માનસની વિશાળતાના દૃષ્ટાંતરૂપ છે. તેમાં લેખક કહે છે કે, યંત્ર ખરાબ નથી પણ મનુષ્યોએ જે પોતાના અને પારકાના વાડા બાંધ્યા છે તે ખરાબ છે. ગોત્ર, કુળ, ગ્રામ, પ્રાન્ત, દેશ અને ખંડના વાડાઓ તૂટશે ત્યારે સુવર્ણયુગ આવશે, એમ લેખક કહે છે. આ વિચારસરણી અમને પ્રાચીન અને અસ્પષ્ટ લાગે છે. આ બધાં બંધનો તૂટવા છતાં જો મૂડીવાદ અને સામ્રાજ્યવાદ રહેશે તો કદી સુવર્ણયુગ ઊગી શકશે નહિ.

શ્રી. ત્રિભુવન વ્યાસનાં 'નવાં ગીતો' ક્યારનાં લોકાદરને પામ્યાં છે. તેની નવી આવૃત્તિ આ વર્ષે આકર્ષક સ્વરૂપમાં બહાર પડી છે. રાષ્ટ્રભક્તિ, ગ્રામજીવન અને કુદરતનાં દૃશ્યોનું આબેહૂબ વર્ણન આ કાવ્યોમાં દેખાય છે. છંદરચનામાં સફળતા અને દરરોજ વપરાતી છતાં પ્રભુત્વવાળી ભાષા એ શ્રી. ત્રિભુવન વ્યાસની કવિતાનાં આકર્ષક લક્ષણો છે. ઉચ્ચાર પ્રમાણે વિચાર દર્શાવે તેવી રચના

કરવામાં લેખક કુશળ છે. કટાવ છંદનો ઉપયોગ કવિએ આકર્ષક રીતે કર્યો છે. તે જ પ્રમાણે સવૈયાને પણ તેમણે ચતુરાઈથી યોજેલ છે. ઊંડું ચિંતન કે પ્રબળ લાગણીઓનું આલેખન ત્રિભુવન કવિમાં નથી. પણ, જે વિચારો અને ઊર્મિઓનું આલેખન કવિએ કર્યું છે તે સરળ અને અસરકારક છે. લેખકે કેટલાક સુંદર રાસ પણ લખ્યા છે. 'નવી ગરબાવલિ' નામથી તેમનો સંગ્રહ અત્યાર અગાઉ પ્રસિદ્ધ થયો છે, તેની આ વર્ષે ત્રીજી આવૃત્તિ મળે છે. બાળકોમાં જેમ 'નવાં ગીતો' તેમ બાલિકાઓમાં આ ગરબાવલિ હોંશેહોંશે વંચાય છે. કેટલીક શાળાઓમાં તે પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે તે આનંદનો વિષય છે. શાળાઓમાં આ પુસ્તકો ભણનાર વિદ્યાર્થીઓને કવિતા તરફ કંટાળો નહિ આવે એવી અમને ખાત્રી છે.

શ્રી. સુંદરજી બેટાઈનું નામ ગૂજરાતી કાવ્યવાચકોમાં હવે જાણીતું છે. તેમનો કાવ્યસંગ્રહ 'જ્યોતિરેખા' નામથી અત્યાર અગાઉ પ્રસિદ્ધ થયો છે. તેમાંના સર્વ કાવ્યોની જ્યોતિ એકસરખી નથી. છતાં, કદમાં નાનો તો પણ આ કાવ્યસંગ્રહ ગુણમાં અત્યારના મોટા ભાગના કાવ્યસંગ્રહો કરતાં વધારે છે. શ્રી. બેટાઈએ આ વર્ષમાં 'ઇન્દ્રધનુ' નામે ખંડકાવ્ય પ્રકટ કર્યું છે. સોળ પાનાંની આ પુસ્તિકા રશ્મિ નામના બાલક પુત્રના મૃત્યુ ઉપર લખાયેલી છે. સૂર્યનાં રશ્મિ જેમ ઇન્દ્રધનુરૂપે દેખાય છે તેમ દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થતાં બાલક રશ્મિ બ્રહ્મના સુંદર વિરાટ સ્વરૂપમાં સમાયેલો દેખાય છે. છંદરચના, શબ્દપસંદગી, કલ્પના, વિચાર એ સર્વ દૃષ્ટિથી જોતાં આ ન્હાનકડું કાવ્ય પ્રશંસનીય લાગે છે.

'પારસી સતીઓ'માં પોતાના ટેકથી પારસી કોમનું નામ ઉજાળનાર બે યુવાન બહેનોના બલિદાનની વાત કવિતામાં આલેખવામાં આવી છે. તેના કર્તા પારસી કવિ ખુરશેદ છે, અને પ્રસિદ્ધકર્તા સુરતનું 'સ્ત્રી સાહિત્ય મંદિર' છે. "પોતાના દેહને પોતાનો માનેલો ને વરેલો એક જ પુરુષ અડકે—બીજા કોઈનો સ્પર્શ પણ ન થાય,

તેવું થવા વખત આવે તો તે પહેલાં દેહનો નાશ કરી નાંખવો—એ સ્ત્રીહૃદયની એક ભાવના છે. એ ભાવનાને જે વરે છે તે સતી કહેવાય છે." ઉપહારના આ શબ્દોની વિરુદ્ધના વિચારોને પણ 'શ્રી સાહિત્ય મંદિરે' પ્રસિદ્ધિ આપી છે, અને તે ઠીક જ કર્યું છે. આ સંક્રાન્તિયુગમાં માત્ર જૂના વિચારોને જ આપીને બેસી રહેવું પાલવે તેમ નથી. વારુ, હવે પુસ્તક તરફ વળીએ :

તેમાં મુંબઈના રાજાબાઈ ટાવરમાં બનેલ એક કરુણ કિસ્સો સરળ અને લાગણીભરેલી રીતે રજૂ કરવામાં આવ્યો છે. બચુબાઈ અને પીરોજબાઈ નામે નણંદભોજાઈ રાજાબાઈ ટાવર જોવા ગયાં. બચુબાઈ વીસ વરસની અને પીરોજબાઈ સોળ વરસની હતી. તેમાં મોટી તે નાનીની ભોજાઈ હતી. બન્ને ભણેલી અને પરણેલી હતી. ટાવરમાં પેઠા પછી થોડા સમયે બન્ને સ્ત્રીઓ નીચે પડેલી દેખાઈ. બન્ને લાશોનાં કપડાં ફાટેલાં હતાં એટલે તેમની ઉપર અત્યાચાર થયો હશે, અને તેમાંથી બચવા બન્નેએ પડતું મૂકયું હશે, એવું અનુમાન થતું હતું. માણેકજી અસલાજી નામે વીસ વરસનો પારસી બેકાર જે ભીંડી બજારનો રહેવાસી હતો તે આ સમયે ટાવર પર હતો, અને તેણે જ જબરદસ્તી ગુજારી હતી, એવો આરોપ તેના પર મૂકવામાં આવ્યો. પણ, સેશન્સમાં 'અસલો' નિર્દોષ ઠર્યો, અને પારસી બાઈઓએ આપઘાત કર્યો હતો, એવો અભિપ્રાય આપવામાં આવ્યો. છતાં, લોકોએ તો શિયળનું રક્ષણ કરવા આ બે સ્ત્રીઓ સતી થઈ એમ જ માન્યું. શ્રી. ખુરશેદ પણ આ જ માન્યતા ધરાવે છે, અને તે તેમણે જુસ્સાભેર દર્શાવી છે.

'કાવ્યકલગી' એ યુવાન કવિ શ્રી. મનુ હ. દવેનાં કાવ્યોનો સંગ્રહ છે. આ તેમની ત્રીજી કાવ્યકૃતિ છે. તેમના પ્રથમ કાવ્યપુસ્તક 'ગ્રામજીવન' માં મંદાક્રાંતાની છસો લીટીઓમાં ગામડિયાઓના નિર્દોષ જીવનનું રમ્ય ચિત્ર આલેખાયું છે. બીજું પુસ્તક 'પુષ્પહાર' ગયે વર્ષે પ્રસિદ્ધ થયું હતું. અને હવે જીવનની પહેલી વીશી પણ હજુ

પૂરી કરી નથી એવા આ જુવાન ગૂજરાતી કવિની આ ત્રીજી કૃતિ આપણને મળે છે. કવિએ જમાનાની સાથે જ બરાબર પ્રગતિ કરી છે. 'પુષ્પહાર' માં ઈશ્વરની સાથે એકતાનતાનાં ગીતો ગાનાર કવિ આમાં શરૂઆતમાં પ્રાર્થનામાં જ પ્રભુને દાવાનળનો તણખો આપવા પ્રાર્થના કરે છે. જગતમાં આજે સત્યનો અગ્નિ પ્રકટી રહ્યો છે, અને તેમાંથી જે શુદ્ધ હશે તે જ બચશે. આવા પાવકની યાચના કવિ આ સંગ્રહમાં કરે છે. તે ઉપરાંત કેટલાંક સુંદર ઊર્મિગીતો અને કટાક્ષકાવ્યો પણ 'કલગી' માં સોહે છે. સંસ્કૃત વૃત્તો ઉપર કવિને પ્રભુત્વ હશે એ તો તેમની ઉપાધિ 'કાવ્યતીર્થ' ઉપરથી તુરત જ લાગે છે. પણ, રાસ અને ગીતો પણ એટલાં જ સુશ્લિષ્ટ બન્યાં છે. અત્યારના કવિઓનો મુખ્ય દોષ દુર્બોધતા છે. તે સમગ્રે શ્રી. મનુ દવેનાં કાવ્યોમાં અસાધારણ પ્રાસાદિકતા જોઈ ઘણો આનંદ થાય છે.

રામના ચરિત્રે અત્યાર સુધીમાં હજારો લેખકોને આકર્ષ્યા છે. ગૂજરાતીમાં જ રામચરિત વિષે એક પણ પુસ્તક ન લખાયું હોય એવું વર્ષ ભાગ્યે જ જતું હશે. જાણીતા કવિ વિઠ્ઠલરાય આવસત્થીએ 'રામવીર ચરિત' એ નામથી પદ્યમાં વાલ્મીકિ રામાયણનો સાર ઉતાર્યો છે, તે બાલકોને ખાસ ઉપયોગી થઈ પડશે. પુસ્તકના અંતે શબ્દકોષ અને કેટલાક ઉલ્લેખોને લગતી વાર્તાઓ આપી છે તેથી પુસ્તકની ઉપયોગિતામાં ઉમેરો થયો છે.

શ્રી. રમણલાલ વાડીલાલ શાહ રચિત 'હૃદય-ઝરણાં' એક ધ્યાન આપવા લાયક પુસ્તક છે. લેખકે મૂળ પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે, અને શ્રી. રમણ વકીલે તેનું ગૂજરાતીમાં ભાષાન્તર કર્યું છે. શ્રી. રમણલાલ ધંધે વેપારી છે, અને તેમણે કૉલેજનું શિક્ષણ મેળવ્યું નથી. છતાં, તેમને યુરોપીય સાહિત્યનો અને પૂર્વપશ્ચિમના તત્ત્વજ્ઞાનનો સારો અભ્યાસ છે. આ પુસ્તકમાં લેખકે પોતાના હૃદયની લાગણીઓ છૂટથી વહેવડાવી છે. અમરધામમાં વસતી પ્રિયતમાને પહોંચવા મથતા આત્માના આ ઉદ્ગારો છે. પ્રેમ અને ભક્તિની ઊર્મિઓ તેમાં લેખકે નિરંકુશ રીતે ઉછાળી છે.

થોડા સમયમાં 'ખાંયણાં' ની બીજી આવૃત્તિ શ્રી. ઇશ્વરલાલ ચીમાવાળાને કાઢવી પડી તે આપણામાં જાગૃત થયેલ લોકસાહિત્ય પ્રત્યેની અભિરુચિ બતાવે છે. 'ખાંયણાં' એ તળ ગૂજરાતી સ્ત્રીઓનું વિશિષ્ટ લોકસાહિત્ય છે, અને તેનું ઝરણું હજુ સુકાઈ ગયું નથી, હજુ પણ નાનીનાની બાલિકાઓ સામસામી હિંડોળે હીંચતી હીંચતી ખાયણાં બોલે છે, અને જૂનાં ખૂટતાં તત્કાલ નવાં જોડી કાઢે છે, પણ જૂનાં ખાયણાંની ખૂબી તેમાં ભાગ્યે જ આવે છે. જેમકે:—

આ રે જગતમાં એક જ મોટી ખોડ
સરખે સરખી જોડ
કે મળવી દોહ્યલી.

શ્રી. કેશવ શેઠના સર્વ રાસોનો સંગ્રહ 'રાસનલિની' રાસરસિકોને ઉપયોગી થઈ પડશે. તેમણે શરૂઆતમાં 'વસ્તુનિર્દેશ' માં રાસો સમજાવ્યા છે તે વાચકોને માર્ગદર્શક થઈ પડશે. તેમના પ્રખ્યાત થઈ ચૂકેલા રાસ 'હૈયા સૂનાં' વિશે અહીં લખ્યું છે: 'એ લોકકંઠસ્થ રાસમાં બેકદર પુરુષપ્રકૃતિથી વ્હલોવાઈ જતા હૃદયના આંસુભીના ઉદ્દગાર છે.' આ જ રાસ વિષે વિવેચન કરનાર એક વિવેચકની તેમણે અહીં ખબર લઈ નાખી છે, છતાં ઉપરના શબ્દો પર વિવેચન કરવાની વૃત્તિને રોકી શકતો નથી. તે કાવ્યમાં બેકદર પુરુષપ્રકૃતિ સામે જ ઉદ્દગાર છે, એમ શા માટે માનવું ? બેકદર સ્ત્રીપ્રકૃતિ સામે નહિ ? કોઈ સ્ત્રી એમ કેમ ન કહેતી હોય કે: 'અરે પ્રેમાળ પુરુષપ્રકૃતિ,× તું તારો પ્રેમ આવી જડ ગમાર સ્ત્રી ઉપર શા માટે ઢોળે છે ? તારું મીઠું અમૃત જેવું પ્રેમજલ કોઈ કદરદાન સ્ત્રીના ઉપર વર્ષાવ કે જેથી સાર્થક થાય.' પણ, આપણા આખા સાહિત્યમાં એક એવો વહેમ પેસી ગયો છે કે, પ્રેમાળ હૃદયનો ઇજારો માત્ર સ્ત્રીઓએ જ રાખ્યો છે, અને પુરુષો તો સર્વ

× 'વાદળી' શબ્દ છે માટે સ્ત્રીપ્રકૃતિ જ એમ પણ ન કહી શકાય. કારણ, પુરુષની પ્રકૃતિની જાતિ તો નારી જ છે ને ?

હૃદયહીન જ હોય છે. અને, આવા લેખકો બધા પાછા પુરુષો જ હોય છે ! પોતાની જાતને આવો અન્યાય કરવાનું આ લેખકોને શાથી બહુ ગમતું હશે તે મને તો સમજાતું નથી.

'રાસકટોરી' એ શ્રી. મોહનલાલ ચુ. ધામીના બાસઠ રાસનો સંગ્રહ છે. વિનોદ, વેદના અને વંદના ત્રણ ભાગમાં સંગ્રહ વહેંચાયેલો છે. વિનોદવિભાગમાં ગૃહજીવન અને ગ્રામજીવનના સૌંદર્યનું આલેખન કર્યું છે. ગરીબ, અસ્પૃશ્ય, અનાથના હૃદયની વ્યથા 'વેદના' વિભાગના રાસ બનાવે છે. છેલ્લા વિભાગમાં દેશભક્તિ અને માતૃભૂમિની વંદનાના રાસ છે. દરેક રાસની સાથે તેનું સ્વરદર્શન આપવામાં આવ્યું છે જેથી ઢાળ બેસાડવાનું સુગમ થશે. લેખકે પ્રસ્તાવનામાં જ લખ્યું છે, " હું કવિ છું એવું તો કોઈ ન માને." એટલે, આ રાસોમાં કવિતા નથી એમ અમે હેઠાહૈયે કહી શકીએ છીએ. તેમાં લેખક કહે છે તે પ્રમાણે જગતમાં દેખાતાં ચિત્રો ગૂંથવાનો હળવો પ્રયત્ન છે. સાદી ભાષામાં કરેલો આ પ્રયત્ન સ્ત્રીઓને ઉપયોગી થઈ પડશે.

શ્રી. નાનાલાલ દલપતરામ પટેલના રાસસંગ્રહ 'રાસપુંજ'ની બીજી આવૃત્તિ થઈ છે. તેમાં ' કુદરત, કામના, કુરબાની અને કલ્યાણ' એવા ચાર વિભાગો છે.

સૃષ્ટિસૌંદર્ય સામાજિક જીવન, દેશભક્તિ અને ધર્મનું સાદી ભાષામાં અહીં સરળ રીતે આલેખન કરવામાં આવ્યું છે. દરેક રાસને મથાળે ઢાળ આપવામાં આવેલ છે, તેમાં કેટલાક રાસનો ઢાળ 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને' અને કેટલાકનો 'સુરતાની વાડીના મીઠા મોરલા' લખેલ છે. પણ, આ બન્ને ઢાળ એક જ છે. તે જ પ્રમાણે 'મેંદી તે વાવી માળવે' અને 'આશા ભર્યાં તે અમે આવીયાં' એ બન્ને પણ એક જ પ્રકારના ઢાળ છે.

' મંગળસૂત્ર ' લગ્ન સંબંધી ગીતોનું પુસ્તક છે. તેમાં શ્રી. પાદરાકરે લગ્ન ક્રિયાના પ્રથમ ચિહ્નથી માંડીને અંત સુધીના સર્વ પ્રસંગો

ઉપર કાવ્યો રચીને મૂક્યાં છે, ને દરેકની શરૂઆતમાં વિસ્તૃત સમજણ આપી છે. તેમાંનાં ઘણાં લોકગીતોના અને અન્ય કવિઓના કાવ્યોના અનુકરણ રૂપે છે, અને શરૂઆતની સમજૂતીમાં આડંબર જેવું વધારે લાગે છે. પુસ્તકનો દેખાવ સુંદર બનાવવા માટે સ્વસ્તિક ગ્રંથમાળાના પ્રકાશક શ્રી. પરમાણંદદાસે સારો પ્રયાસ કર્યો છે.

વડોદરાની પુરુષઅધ્યાપન પાઠશાળાના અધ્યાપક શ્રી. મોહનલાલ શાહે વડોદરાના ગાયકવાડના હીરક મહોત્સવપ્રસંગે 'શ્રી. સયાજી ચરિતામૃત મધુરિમા ' નામનું પુસ્તક પ્રગટ કર્યું છે. અત્યારે આવા વિષયો પદ્યમાં લખાતા નથી, પણ ભાઈ મોહનલાલમાં પ્રાસંગિક કવિતા જોડવાની એવી સ્વાભાવિક આવડત છે કે, આ પુસ્તક દલપત શૈલીના એક નમૂના તરીકે રસથી વાંચી જવાય તેવું બન્યું છે.

પૂર્વ આફ્રિકાથી શ્રી. ઉછરંગરાય ઓઝાએ બે પુસ્તકો મોકલ્યાં છે તે ગૂજરાતી સાહિત્ય ગૂજરાત અને હિંદની પણ બહાર કેવી રીતે વિકસી રહ્યું છે તેની યાદ આપે છે. શ્રી. ઓઝાકૃત 'સેણી અને વિજાણંદ' અપદ્યાગદ્ય શૈલીમાં લખેલું કાવ્ય છે. પ્રેમ અને સમર્પણની આ મધ્યકાલીન કથાને અપદ્યાગદ્ય શૈલીમાં ઉતારવામાં શ્રી. ઓઝા ઘણે અંશે સફળ થયા છે. વચ્ચે આવતાં ગીતો રસની જમાવટમાં મદદરૂપ થાય છે.

શ્રી. બળવંતરાય ઠાકોર ગૂજરાતી સૉનેટના આદ્ય દ્રષ્ટા છે. એટલે તેમનાં સર્વ સૉનેટ તેમના જ હાથે સંઘરાઈ વિવરણ સાથે પ્રગટ થાય છે તે આનંદનો વિષય ગણાય. આ સંગ્રહમાં બે બાબતો નવી છે. કેટલાક જૂના લેખકે ફેરવ્યા છે, અને કાવ્યો સમજવામાં મદદરૂપ થાય તેવું વિવરણ ઉમેરવામાં આવ્યું છે. પાઠ ફેરવવામાં આવે તેમાં ઉદ્દેશ તો સુધારવાનો જ હોય છે, પણ આવા ફેરફારો હમેશાં સુધારા નથી કરતા. આ જ સંગ્રહની પહેલી સૉનેટમાં

'ઊઠે લોઢ અભિખટ પદે વાય આ વાયુ તેવો'

એવો પાઠ છે તેને બદલે મૂળમાં

'ડાલે લોટ અલિમૃદુ પદે વાય આ વાયુ તેવો,'

એમ હતું. મૃદુને બદલે ખટ મૂકવાથી ગાણિતિક ચોકસાઈ આવી છે, પણ વિચાર અને ઉચ્ચારની મૃદુતાને બદલે આ ગણત્રી બતાવતો કઠોર શબ્દ મૂકવાથી લીટીના માધુર્યને તો હાનિ પહોંચી દેખાય છે. (વળી, અમારા જેવા કેટલાકને આ લીટી મોંએ યાદ રહેલી હોય તેમણે પાછો આ સુધારો યાદ રાખવો !)

## નવલકથા

નવલકથામાં પ્રથમ સ્થાન શ્રી. રમણલાલ દેસાઈ કૃત 'ભારેલો અગ્નિ' ને આપવું જોઈએ. ૧૮૫૭ના બળવાનો પ્રસંગ લઈ આ પુસ્તક લખવામાં આવ્યું છે. એટલે, આ નવલકથાથી લેખકે ઐતિહાસિક નવલકથાના ક્ષેત્રમાં પ્રયાણ કર્યું છે. તેમાં તાત્યાટોપી અને મહારાણી લક્ષ્મીબાઈનાં ઐતિહાસિક પાત્રો બહુ કુશળતાથી દોરાયાં છે. પણ, લેખકે બળવાના સમયમાં અહિંસાનો પ્રશ્ન દાખલ કરવા પ્રયત્ન કર્યો છે તે અયોગ્ય લાગે છે. ૧૮૫૭નો બળવો નિષ્ફળ નીવડ્યો તેનું કારણ એ કે, તે રાજાઓને ફરી સ્થાપવા માગતો હતો. ઇતિહાસના ચક્રને બળવો ઊલટું ફેરવવા માગતો હતો. અને, તેમાં યશ ન જ મળે એ સ્વાભાવિક હતું. વીર નર્મદાના કરતાં બે વર્ષે નાની મહારાણી લક્ષ્મીબાઈ તેમાં જોડાઈ, પણ સ્વતંત્રતાના 'જોરસા'-વાળા નર્મદે તો બળવો શમી ગયા પછી બુલંદ નાદે ગાયું :

જય જય જય વાગો રાણી ડંકા તમારા
ઝટ ઝટ ઝટ્ ભાગો રાણી શત્રુ તમારા.

કારણ, કેળવાયેલા લોકોનું વલણ જ બળવાની વિરુદ્ધ હતું. રાજા અને અમીરોની સત્તાનો યુગ આથમી ગયો હતો, અને મધ્યમ વર્ગનો જમાનો શરૂ થયો હતો, જેમાં વેપારીઓ અને અંગ્રેજી ભણેલાઓ સત્તાનાં સૂત્રો હાથમાં લેવા પ્રયાસ કરી રહ્યા હતા. છતાં, બળવાના નાયકો નાનાસાહેબ અને દિલ્હીનો બાદશાહ અંગ્રેજી

સૈન્યના સીપાઈઓને જ પોતાના પક્ષમાં લઈ શક્યા એ એક અદ્ભુત ઘટના ન કહેવાય ? વળી, શ્રીમંત હિંદુઓના મનમાં અને બાદશાહ મુસલમાનોના મનમાં જ નહિ પણ આ બન્ને કોમોના મનમાં પ્રેમ ને માન જગાવી શક્યા એ સામાન્ય વાત ન કહેવાય. ઐતિહાસિક સત્યને વર્તમાન કાળની માન્યતાઓથી ઢાંકી દેવાને બદલે ભૂતકાળને સજીવન બનાવવાનો ઉદ્દેશ કલાકારે રાખ્યો હોત તો કેવું સારું ?

બળવાના સમયનું આલેખન કરતી બંગાળી નવલકથા 'નારાયણી' જેનું ભાષાન્તર દશકા પહેલાં શ્રી. મહાશંકર ઈન્દ્રજી દવેએ ગૂજરાતીમાં કર્યું હતું તેનું સ્મરણ આ નવલકથા વાંચતાં થઈ આવે છે. અહીં વૃદ્ધ રુદ્રદત્ત છે તો ત્યાં વૃદ્ધ બ્રાહ્મણ રતન છે. અહીં બાલિકા કલ્યાણી છે તો બંગાળી નવલકથામાં નારાયણી છે. શ્રી. રમણલાલ અંગ્રેજ યુવતીને હિંદી યુવક પર પ્રેમ થાય છે એમ દર્શાવે છે તો બંગાળી નવલકથાકાર બ્રાઉનને નારાયણી ઉપર પ્રેમ ધરાવતો ચીતરે છે. 'ભારેલો અગ્નિ'માં દારૂગોળાના જથ્થાનો નાશ કરવામાં આવે છે, તો 'નારાયણી'માં શૈલજાનંદનો હથિયારો અને દારૂગોળાનો મહાન ભંડાર કેવી રીતે હાથમાંથી કાકડો પડી જતાં નાશ પામે છે તે બતાવ્યું છે. આ પ્રમાણે બન્ને નવલકથાઓમાં કેટલુંક મળતાપણું દેખાય છે. પણ, અપહરણનો પંક ઉરાડવા માટે આ હકીકત કહી નથી. સૂચન મળ્યું હોય તો પણ ઘણું નજીવું છે. માત્ર અભ્યાસીઓને મદદ કરવાની ખાતર જ અહીં આટલું સામ્ય બતાવ્યું છે. આ જ લેખકકૃત 'ગ્રામલક્ષ્મી'નો ત્રીજો ભાગ આ વર્ષમાં પ્રસિદ્ધ થયો છે, અને ચોથો હવે પછી પ્રસિદ્ધ થઈ વાર્તા પૂરી થશે. ગૂજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ ગાર્હસ્થ્યમાં બ્રહ્મચર્ય અને 'ચાહીશ બેયને હું' એક વાર ફરીથી આ નવલકથામાં દેખા દે છે. વાર્તાનું વસ્તુ ધીમે ધીમે વિકાસ પામે છે, છતાં તેમાં રસ જળવાઈ રહે છે એ લેખનની કલાશક્તિ માટે પ્રશંસનીય ગણાવું

જોઈએ. શ્રી. ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર' પછી ચાર ભાગમાં આ પ્રથમ જ સંસ્કારી નવલકથા પ્રકટ થાય છે. સરસ્વતીચંદ્રના અનુકરણમાં છ, સાત અને આઠ ભાગમાં પણ પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં, પરંતુ તે ક્ષણજીવી નીવડયાં છે.

શ્રી. રમણલાલ દેસાઈએ ૧૮૫૭ના સશસ્ત્ર બળવામાં અહિંસાની ચર્ચા દાખલ કરી છે તો શ્રી. છેલશંકર વ્યાસે 'દાવાનલ' માં ગાંધીજીના અહિંસક યુદ્ધના આ જમાનામાં હિંસા પણ સમાજ-જીવનમાં કયાં, કેવી રીતે, કર્તવ્ય હોઈ શકે તે દર્શાવ્યું છે.

વાર્તાનો નાયક દેવદાન એક ખેડૂત છે. દુષ્કાળના વખતમાં પદ્મનાભ શેઠ તેને આશ્રય આપે છે. તેના ભાઈ અજામિલને કેદમાં પૂરવામાં આવે છે, અને તેની ભાભી દેવુનું હરણ થાય છે. મહારાજા ચંદ્રચૂડના અત્યાચારના પરિણામે અજામિલ અને દેવુ મરણ પામે છે તથા તેનો પુત્ર ઝંડુર પણ મોટર નીચે આવી પ્રાણ ખુવે છે. દેવ-દાનનો સાથી ઘનસ્યામ પોલિસ અધિકારી કેદારનું નાક કાપે છે. ડાક્તર તે સાંધે છે. ફરીથી દેવદાન તેનું નાક કાપે છે, અને પોતાના મિત્રોને જેલમાંથી છોડાવે છે. આ પ્રમાણે દાવાનલ પ્રકટ થાય છે. દાવાનલ એટલે જંગલમાં ઝાડ સામસામાં અથડાઈને જે અગ્નિ પ્રગટ થાય છે તે. દાવાગ્નિ પ્રકટાવવા માટે બહારથી ચિનગારી લાવવાની જરૂર નથી. લાકડામાં જે ગુપ્ત અગ્નિ રહેલો છે તે પ્રકટ થાય તો આખું જંગલ સળગી ઊઠે; અને તેમાં વાઘ, વરુ, સાપ અજગર વગેરે હિંસક પ્રાણીઓ પણ ભસ્મ થઈ જાય. ખેડૂતોને બહારના નાયકની જરૂર નથી. તેમનામાં આત્મભાનનો પાવક અગ્નિ કોઈ બહારનાની મદદ વિના પ્રકટશે, અને તેથી જુલમનો વિનાશ થશે. આ સાફ થયેલા જંગલમાં પછી ગામો અને શહેરો પણ વસે. પણ, તે પહેલાં દાવાનળ પ્રકટાવી જંગલને સાફ કરવું જોઈએ. વિકાસ પહેલાં વિનાશ આવશ્યક છે. તે સ્થિતિનું દર્શન આ નવલ-કથામાં જોરદાર શૈલીમાં કરાવવામાં આવ્યું છે.

નવલકથાનો અંત જોઈ એક પ્રશ્ન થાય છે: રાજાની હવસખોરી અને પ્રજાપીડનમાં સહાય આપનાર કેદારનું નાક બે વખત કપાય છે, પણ રાજા કેમ કોરો રહી જાય છે? જૂના જમાનાના બહારવટિયાઓ આ પ્રમાણે કરતા. જૂનાગઢના બહારવટિયા કાદુ મકરાણીએ આ જ પ્રમાણે અમલદારોનાં નાક કાપ્યાં હતાં, અને તેને પરિણામે ડૉક્ટર ત્રિભુવનદાસ મોતીચંદ શાહે નાક ચોંટાડવાની શસ્ત્રક્રિયા શોધી ખ્યાતિ મેળવી હતી, પણ નવા જમાનાના બહારવટિયાએ આથી આગળ ન વધવું જોઈએ? 'લાખો મરજો, પણ લાખોનો પાળનાર ન મરજો', 'રાજામાં દૈવી અંશ છે' એવી જૂની માન્યતાઓ હતી. પણ, આ જમાનામાં આવું કોઈ જ માનતું નથી. ખાસ કરીને સમાજવાદીઓ તો ન જ માને.

શ્રી. ગુણવંતરાય આચાર્ય કૃત 'કોરી કિતાબ' વર્તમાન નારીજીવનની સમસ્યા રજૂ કરે છે. પૂર્વદર્શનમાં શ્રી. કકલભાઈ કોઠારીએ લખ્યું છે તે પ્રમાણે આ નવલકથાની નાયિકા નીલમ કાંઈ નવું નથી કરી બતાવતી. બીજવરને પરણી તે વિધવા બને છે, અને છેવટે બીજો કાંઈ ઉપાય ન સૂઝવાથી વેશ્યા બની જાય છે. પણ એક રીતે નીલમ જે આ પ્રચલિત વાતોમાં આવે છે તેવું જીવન ગાળે છે તેમાં નવીનતા જ છે. તે ગ્રેજ્યુએટ માતાની પુત્રી છે, અને કાંઈક ઠીક જેવું ભણી છે. પણ માતાથી તેનું બીજવર સાથેનું લગ્ન અટકાવી શકાતું નથી તેથી આપઘાત કરે છે, અને ભાઈ ગાંડો બની જાય છે. છેવટે, નીલમ વેશ્યા થાય છે ત્યારે તેના પહેલા ગ્રાહક તરીકે તેનો બાપ જ આવી ચડે છે. તેથી, આઘાત પામી નીલમ સમુદ્રમાં ડૂબી આપઘાત કરે છે.

જ્યાં સુધી દેશની સામાજિક અને આર્થિક રચનામાં અને શરૂઆતમાં કકલભાઈએ દર્શાવ્યું છે તે પ્રમાણે રાજ્ય વ્યવસ્થામાં, મૌલિક ફેરફારો નહિ થાય ત્યાં સુધી માત્ર સ્ત્રીઓને કેળવણી આપવાથી તેમના જીવનના પ્રશ્નો ઉકેલ નહિ થઈ શકે એમ શ્રી. આચાર્ય

આ નવલકથામાં વાસ્તવ જીવનનું પ્રબલ આઘાત આપે તેવું ચિત્ર આપીને કહે છે.

શ્રી. ગુણવંતરાય આચાર્ય અને શ્રી. કકલભાઈ કોઠારીએ સાથે મળી લખેલી નવલકથા 'ત્રિલોચન' એક પ્રકારની યુટોપિયા છે. આ જગત, જેનાથી આપણે ટેવાયેલા છીએ તેની ઊણપો જોવા માટે તેનાથી તદ્દન અનભિજ્ઞ મનુષ્યને તેનું નિરીક્ષણ કરવા માટે લાવવો જોઈએ. સ્વીફ્ટે 'ગુલીવર્સ ટ્રાવેલ્સ'માં વહેંતિયાં અને રાક્ષસો ઉત્પન્ન કર્યાં. બટલરે આદર્શ પ્રજાવાળું Erewhon રચ્યું. આ ગૂજરાતી નવલકથામાં પણ આવા જ Nowhere કલ્પના છે. ઉજ્જડ બેટવાસી કુમારી મુંબઈ આવે છે, અને આપણા જગતનું ઝેર હજી જેમને ચડયું નથી એવાં અનિલ અને ઇલાને ઝડપી જાય છે. આ ત્રણે સાથે મળી સમાજવાદી વસાહતની સ્થાપના કરે છે. આ સમાજવાદ નવી નીતિનું નિર્માણ કરવા ચાહે છે. વળી, તેમાં યંત્રવાદનો બહિષ્કાર નથી, પણ મૂડીવાદમાં માનવી યંત્રનો દાસ છે તો સમાજવાદમાં યંત્ર માનવીનો દાસ બને છે. પણ પછી અનિલને લાગે છે કે, જુદો નાનકડો સમાજ રચવાને બદલે આખા સમાજનું જ નવ ઘડતર કરવામાં શક્તિ વાપરવી જોઈએ. સારાંશ કે રચનાત્મક કાર્યક્રમ, અમલી કાર્યક્રમની જે આધુનિક બાંગ છે તેમાં જ ત્રિલોચન પણ પોતાનો સૂર મિલાવે છે કે નવસમાજનું નિર્માણ કરો.

પ્રસ્તાવનામાં લેખકોએ દર્શાવ્યું નથી, પણ નવલકથાનું મૂળ અપ્ટન સીંકલર કૃત 'ધ નેચર વુમન' એ નાટક છે. આ નાટકનું ભાષાન્તર ગયે જ વર્ષે શ્રી. કેશવપ્રસાદ દેસાઈએ 'સાગરિકા' એ નામથી કર્યું છે. ત્રિલોચનમાં શરૂઆતની 'કુમારી' ની વાર્તા છે તે વાર્તાના રૂપમાં ભાષાન્તર કરેલ આ નાટક જ છે. પછી આગળનો ભાગ સ્વતંત્ર રીતે વિકસાવેલ હોય એમ લાગે છે.

'ઇન્કલાબ' માં શ્રી. ગુણવંતરાય આચાર્ય કચ્છમાં કેવી રીતે ક્રાન્તિ થઈ તે દર્શાવે છે. અમને સ્મરણ છે કે, 'કચ્છમાં ક્રાન્તિ' નામે એક પુસ્તક અગાઉ શ્રી. આચાર્યે લખેલું. એ જ વસ્તુને પોતાની વિકસેલી શૈલીથી અહીં ફરીથી નવલકથામાં ઉતાર્યું હોય એમ લાગે છે.

શ્રી. મ. એ લખેલી અને 'ફૂલછાબ કાર્યાલયે' પ્રસિદ્ધ કરેલી 'કબ્રસ્તાન' વિષે તેના લેખક જ કહે છે, 'આમાં નવલકથાના અંગોપાંગનો ઘટતો વિકાસ થયો હોય એમ હું માનતો નથી.' અને, ખરું જોતાં આ જેલજીવનની નોંધપોથી જ છે. શ્રી. અમૃતલાલ શેઠ લખે છે તે પ્રમાણે 'એ કથા નવા ઘડાયેલા જુવાનોના ઘડતર અને મનોવ્યાપારની તવારીખ અને રોજનીશી સમી છે.'

ભલે નવલકથા ન કહેવાય છતાં 'કબ્રસ્તાન' રસપૂર્વક વંચાય તેવી ચોપડી છે. તેથી ઊલટું શ્રી. ખંડધિયાએ રાવણના રાજ્યમાં વાણિયાને પ્રધાન કલ્પી જે 'સવણિક રામાયણ' લખી છે તેને નવલકથાના વર્ગમાં મૂકી શકાય, પણ તેનાં લેખકે તાણીતૂસીને હાસ્યરસ લાવવાનો એવો પ્રયાસ કર્યો છે કે, એ અતિશયોક્તિઓ વાંચવાની ધીરજ ભાગ્યે જ રહે.

'ગુજરાતી પંચ'ની ૧૯૩૫ની ભેટ 'શૈવાલિની' વૈદ્યશાસ્ત્રી મનરૂપગિરિ જીવણગિરિજીની પ્રથમ જ કૃતિ છે, એટલે તેમાં કેટલીક રચનાની કચાશ છે, છતાં તે રસપૂર્વક વાંચી જવાય તેવી નવલકથા છે.

ભણેલી સ્ત્રીઓની મશ્કરી કરવાનો રિવાજ આપણા સાહિત્યમાં કોણે દાખલ કર્યો તે અત્યારે કહી શકું તેમ નથી, પણ તેને ફેશન બનાવવાનું માન તો શ્રી નગીનદાસ સંઘવીને આપી શકાય. સાહિત્યથી આગળ ચાલી આ પ્રથા બોલપટ સુધી આવી પહોંચી છે. મશ્કરી ન કરનારાઓ પણ ભણેલી સ્ત્રીઓને ઠેકાણે લાવવામાં તો માને જ છે. શ્રી. મુનશી કૃત 'ડોકટર મધુરિકા' આનો સારો

દાખલો છે. શ્રી. યજ્ઞેશ શુકલ રચિત 'સુનીતા ઓફ એમ. એ.' સુશિક્ષિત સ્ત્રીનો આના કરતાં વધારે સારો ઉપયોગ કરે છે. 'ગુણુ-સુંદરી' ના ભેટ પુસ્તકમાં આવી જ આશા રાખી શકાય.

સુનીતા એમ. એ. થઈ પ્રોફેસર થાય છે; અને, પોતાના અપંગ થયેલા પતિને પાળે છે. અહીં સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યની અવધિ આવી ગઈ ગણાય. સ્ત્રી માત્ર પોતાનું પોષણ જ નથી કરતી, પણ પતિનું યે કરે છે. પણ, આમાં કાંઈ અત્યારે નવું નથી. પ્રાથમિક અને માધ્યમિક શાળાની અનેક મહેતીજીઓ પોતાના છતે હાથેપગે અપંગ પતિનું જ નહિ, પણ સાસુ, સસરા અને દિયર નણંદનું યે પાલન કરે છે. પણ, 'સુનીતા'માં આટલું જ નથી. સુનીતાએ પસંદગીનું લગ્ન કર્યું છે, અને તેના પતિને પોતાની પત્નીની મહત્તાનું ભાન છે. આ વિશિષ્ટતાને લીધે સુનીતાનું જીવન બલિદાન કહી શકાય, ત્યારે ઉપર કહી તેવી મહેતીજીઓનું જીવન વેઠરૂપ જ ગણાય.

ડૉકટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ કૃત 'જીવનસંગીત' સંસારમાં જે ભવ્ય રાસ રમાઈ રહ્યો છે તેના સંગીતના તાલ સાથે મેળ સાધીને સુખી અને સેવાપરાયણ જીવન ગાળતાં સ્ત્રીપુરુષોનું ચિત્ર રજૂ કરે છે. ડૉકટર હરિપ્રસાદ ગૂજરાતના ગયા ચાલીસ વર્ષના જીવનરાસમાં કોઈ મંડળીમાં ગવડાવનાર તરીકે તો કોઈમાં ઝીલ-નાર તરીકે જાણીતા છે. એટલે, તેમનું આ પુસ્તક આપણા પ્રાન્તના પ્રજાજીવનનો રસિક ઇતિહાસ જ બની ગયું છે. તેમણે ઘણું વાંચ્યું—વિચાર્યું છે, હિંદમાં ખૂબ પ્રવાસ કર્યો છે, અને આપણા ચિત્ર, શિલ્પ તથા સ્થાપત્યનો પ્રેમપૂર્વક અભ્યાસ કર્યો છે. તે સર્વની અસર આ નવલકથામાં દેખાય છે. પોતાના સમયની પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની પરિસ્થિતિનું વર્ણન પણ લેખકે તેમાં રમૂજી શૈલીમાં કર્યું છે.

'મૃણાલિની' શ્રી. ચંદુલાલ એમ. શાહનું પ્રથમ પુસ્તક છે. તેમાં, સ્ત્રીસ્વાતંત્ર્ય અને લગ્નના અત્યારના સળગતા પ્રશ્નોની ચર્ચા નવલકથાના રૂપમાં કરવામાં આવી છે.

મૃણાલિની નારાયણ નામના દુષ્ટની જાળમાંથી છૂટી જયંત નામે લાયક યુવાન સાથે પરણે છે એ વાર્તાનું મુખ્ય વસ્તુ છે. નવલકથા એક બેઠકે વાંચી જવાય તેવી રસિક છે. તેમાં લેખક મુખ્યત્વે બે વસ્તુઓ બતાવવા માગે છે. યુવાન કન્યાઓએ પુરુષો સાથે એકાંત સેવવું નહિ, અને જે પુરુષ કે સ્ત્રી માત્ર કામવાસના તૃપ્ત કરવા માટે પતંગવૃતિથી ભટકે છે તે છેવટે દુ:ખી થાય છે. આમાંની બીજી બાબત તો ઘણા જૂના વખતથી કહેવાતી આવી છે. પણ, પ્રથમ વાત નવા જમાનાએ ખાસ વિચારવા જેવી છે. સ્ત્રીપુરુષો એક બીજાના સમાગમમાં આવે, પરસ્પર છૂટથી હળેમળે તે બરાબર છે. પણ તેમને એકાંતમાં રહેવાની આવશ્યકતા ભાગ્યે જ ઊભી થાય છે. મોટા ભાગમાં સ્ત્રીપુરુષો માટે આ એકાંત સમાગમથી લાભ કરતાં હાનિ થવાનો સંભવ છે. શ્રી. રમણલાલ દેસાઈની લગભગ એકેએક નવલકથામાં આ જ વાત આવે છે. શ્રી. રમણલાલ ઉપર દર્શાવ્યો તે નહિ, પણ એવો અભિપ્રાય દર્શાવતા હોય એમ લાગે છે કે, સ્ત્રીપુરુષના એકાંત સમાગમનું પરિણામ કામભોગમાં આવવાનું, પણ વાસ્તવિક રીતે તેમાં કાંઈ અયોગ્ય જેવું નથી. આપણે ત્યાં જે અનિષ્ટ પરિણામો જોવામાં આવે છે તેનું કારણ આપણી સમાજરચના છે. આ સમાજે મનુષ્યોની વાસનાઓની અવગણના કરીને પોતાનાં બંધનો બાંધ્યાં છે.× શ્રી. ચંદુલાલ શાહ આટલે આગળ સુધી જતા નથી. તે તો માત્ર—

---

× 'પંકજ'ની 'સમાન હક્ક' નામની નવલિકાના નીચેના શબ્દો આ લખ્યા પછી વાંચવામાં આવ્યા.

'જાતીય આકર્ષણનું અંતિમ પરિણામ પાપ નથી, એવી આ પાપ રહિત બનતા જતા યુગના સંસ્કારો પ્રેરણા આપ્યે જાય છે; છતાં એનાં

ધૃતકુંભ સમી નારી તપ્તાંગાર સમો નર,
માટે સાથે કદી રહેવું એકાંતે નહિ કોઇએ;
માતાબહેન અને પુત્રી સાથે એ એક આસને
બેસવું નહિ, કાં જે છે ઇંદ્રિયો બલવાન ને
ખેંચે છે પંડિતોને યે, જેમ પામર કીટનો

આ પ્રાચીન કાલમાં અપાયેલો બોધ જ અર્વાચીન પદ્ધતિથી આપે છે.

શ્રી. ધનસુખલાલ મહેતા અને શ્રી. જ્યોતીન્દ્ર દવેના સંયુક્ત પ્રયત્નથી લખાયેલ 'અમે બધાં' ગૂજરાતી નવલકથાસાહિત્યમાં અગત્યનો ઉમેરો કરે છે. 'ભદ્રંભદ્ર'નો વિનોદ પાત્રોની વિચિત્ર ટેવો અને સ્વભાવ ઉપર આધાર રાખે છે. પાત્રો, પ્રસંગો અને ભાષાની જડતા ઉઘાડી પાડી સ્વ. રમણભાઈએ હાસ્યની નિષ્પત્તિ કરી છે. પણ, 'અમે બધાં'ના લેખકો આપણા દરરોજના જીવનમાંથી પોતાની વેધક દૃષ્ટિથી વિનોદ પ્રકટાવે છે. નવલકથાનો નાયક બિપીન પોતાના જન્મથી જ વાર્તાની શરૂઆત કરે છે, અને લગ્નથી તે પૂરી કરે છે. સુરતના પસાર થઈ જતા જીવનનું ઝીણવટ ભર્યું ચિત્ર તેમાં લેખકોએ સંપૂર્ણ સહાનુભૂતિપૂર્વક છતાં વિનોદી શૈલીમાં દોર્યું છે. તે ટ્હાચિત્ર નથી બની ગયું; કારણ કે, લેખકોને પોતાના વતન પ્રત્યે શુદ્ધ અને સ્વભાવિક સ્નેહ છે. તે જ પ્રમાણે લેખકોમાં રહેલી પ્રબલ વિનોદવૃત્તિને લીધે તે માત્ર સુરતના જીવનમાં શુષ્ક ગુણગાનની વહી પણ બની ગયેલ નથી. ગામઠી નિશાળ, હાઇસ્કૂલ, પરીક્ષા, હોળી નાસનું જમણ વગેરે જુદા જુદા અનુભવોમાંથી નાયક પસાર થાય છે. દરેક જગ્યાએ એને થોડા ઉઝરડા થાય છે, પણ તે હસતે મોંએ સહન કરી લે છે. આપણા જીવનની ઝીણી ઝીણી વિગતો વિસ્તા-

---

પાપ માનતા જૂના યુગના સંસ્કારો હજી દટાતા પણ જીવતા રહી ગયા છે. એ જૂનાં સંસ્કારભૂતો અનેક નવીન સંસ્કાર સબંધમાં ઝેર રેડે છે, અને સ્ત્રીપુરુષ વચ્ચેની કંઈક મૈત્રીઓ, કંઈક પ્રેમો, અને કંઈક અર્ધ પ્રેમોને ખંડેર સરખાં બનાવી મૂકે છે.'

રથી બતાવીને જ તેની વિચિત્રતા લેખકો પ્રકટ કરે છે. પાત્રો જીવંત તથા શૈલી સરળ અને વેગવાળી છે. વાર્તાનું તત્ત્વ ઓછું હોવાથી પુસ્તક વાંચતાં નદીના પ્રવાહમાં તરતા તરતા તણાતા જતા હોઈએ, એવું લાગતું નથી; પણ, વિશાળ સરોવરમાં શાંત શીતળ જલની અંદર વિહરતા હોઈએ, એવો આહ્લાદજનક અનુભવ થાય છે.

શ્રી. ચુનીલાલ શાહની નવલકથા 'કર્મયોગી રાજેશ્વર' મૂળરાજ સોલંકીના ઉત્તર જીવનની કથા કહે છે. નવલકથાનું નામ મૂળરાજ ઉપરથી આપવામાં આવ્યું છે; પણ, તેનો નાયક મૂળરાજનો પુત્ર ચામુંડ છે. તૈલપની દૂરની ભત્રીજી પલ્લવીની સાથે તેનું લગ્ન થાય છે, અને તેની દાસી કેતકીનું લગ્ન રાજપુરોહિતના પુત્ર અને યુવરાજના મિત્ર લલ્લની સાથે થાય છે, તૈલપનો ગુરુ વિષ્ણુપદ્મ પલ્લવીની સાથે જ ચામુંડના લશ્કરના હાથે ભૃગુકચ્છ પડયું ત્યારે પકડાય છે, ને ભૃગુકચ્છ ઉપર તૈલંગણની ચડાઈ લાવવાનું કાવતરું રચે છે, પણ તેમાં તેને નિષ્ફળતા મળે છે. અંતે રાષ્ટ્રધર્મના કરતાં માનવધર્મ મહાન છે, એવી ખાતરી થવાથી તે તપસ્વી કંથડીનો શિષ્ય થઈ તેના તપોવનમાં રહે છે. તે જ પ્રમાણે, મહારાજ મૂળરાજ પણ કર્મફળની મમતા મૂકી ગૂજરાતના માનવીઓને સંસ્કારી બનાવવાની દિશાએ વળે છે.

નવલકથાનું આ વસ્તુ લેખકે ઐતિહાસિક પ્રસંગોની સાથે એવી રીતે ગૂંથી દીધું છે કે, વિક્રમના અગિયારમા શતકના પૂર્વાર્ધના ગૂજરાતના જીવનનું આકર્ષક ચિત્ર વાચકો સમક્ષ ખડું થાય છે. ઉત્તરમાંથી મૂળરાજના આમંત્રણથી ગૂજરાતમાં થયેલું ઔદિચ્યોનું આગમન, રુદ્રમાળની સ્થાપના, ભૃગુકચ્છની જીત વગેરે પ્રસંગોનું વર્ણન જીવંત શૈલીમાં કરવામાં આવ્યું છે. મોજશોખી પણ સાચા બ્રહ્મચારી વચજલ્લદેવનું જીવન લેખકે ઘણી રસિક રીતે આલેખ્યું છે; પણ, તેના બ્રહ્મચર્યની પરીક્ષા કરવા મહારાણી ચઉલા નૃત્યાંગનાનો વેશ લઈને આવે

છે, અને શિવપાર્વતીના વિપરીત આસનનું ગીત ગાઈ તેને લલચાવવા પ્રયાસ કરે છે, અને બ્રહ્મચારી ગુસ્સે થઈ તેના પર તાંબૂલની પિચકારી છાંટે છે, જેથી મહારાણીને કોઢ નીકળે છે, અને છેવટે એ જ બ્રહ્મચારીના સ્નાનજલથી ન્હાયાથી કોઢ મટે છે એ આખો પ્રસંગ ઘણો અતિશયોક્તિભરેલો લાગે છે. વળી, પલ્લવીની દાસી કેતકી રાજદ્વારી વાતો કઢાવવા માટે લલ્લશર્માને ચુંબન કરવા દે છે એ પણ હાલની યુરોપિયન સ્ત્રીજાસૂસની યાદ આપે છે.

છતાં, એકંદરે, આ નવલકથા ગૂજરાતની ઐતિહાસિક નવલકથાઓના ટૂંકા ભંડારમાં અગત્યનો ઉમેરો કરે છે, એમ સ્પષ્ટ કહેવું જોઈએ.

રાણકદેવીના પ્રસંગે અત્યાર સુધીમાં ઘણા સાહિત્યકારોને આકર્ષ્યા છે. શ્રી. કાલિપ્રસાદ દેસાઈએ એ નામની નવલકથામાં દંતકથામાં ચાલતી આવેલી હકીકતમાં થોડો ફેરફાર કર્યો છે. રાણકનો જન્મ પાવરના રાજાને ત્યાં થયો હતો, અને તેના જન્મસમયે જોશીઓએ ભવિષ્ય ભાખ્યું હતું કે, કન્યા જ્યાં જશે ત્યાં સંહાર કરાવશે, છતાં રાજાએ તેને તજી નહિ. કચ્છના રાવ લાખા જાડાણીએ તેનું માગું કર્યું, અને જ્યારે તે સ્વીકારાયું નહિ ત્યારે તેણે રાણકના પિતા પર ચડાઈ કરી તે સમયે હડમત નામના કુંભારને સોંપી દીધી. આ ફેરફારમાં કેટલુંક ઔચિત્ય છે, પણ અમે માનીએ છીએ કે, જો કલ્પના જ દોડાવવી તો આટલે અધૂરે જ શા માટે અટકવું. રાણક રાજપુત્રી ન હતી, પણ કુંભારની જ પુત્રી હતી એમ માનીને આગળ ચલાવવું નહિ શા માટે ? એ જમાનામાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કન્યાઓ પર અત્યાચાર કરવો એ મુશ્કેલ કામ હતું. બ્રાહ્મણોને ધાર્મિક દૃષ્ટિથી પવિત્રતા મળી ગઈ. વાણિયા મહાજન ઉચાળા ભરી નાસી જાય તો રાજ કેમ ચાલે ? અને, ક્ષત્રિયો તો લડવા સામા થઈ જાય. બાકી રહ્યા શૂદ્રો. માટે જ કુંભારકન્યા રાણક અને ઓડ જાતિની જસમા પર અત્યાચારો થયા. બાકી

પરણેલી સ્ત્રીને ફરીથી પરણવાનું મુસલમાન બાદશાહો કહે, ક્ષત્રિય રાજા તો ન કહે. પણ, સિદ્ધરાજે રાણકને ફરીથી પોતાની સાથે પરણવાનું કહ્યું, કારણ તે તો હતી શૂદ્રી. પણ, શ્રી. કાલિપ્રસાદે આવી કોઈ ક્રાન્તિવાદી ભાવનાથી પ્રેરાઈને નવલકથા લખી નથી, એટલે તેમણે જે ફેરફાર કર્યો છે તે તેમના ઉદ્દેશ પ્રમાણે યોગ્ય જ છે.

સીધી, સાદી વહેતી શૈલીમાં લેખકે રાણકદેવી અને રા'ખેંગારના જીવનપ્રસંગો આલેખ્યા છે, અને તેથી ધીરે ધીરે વાંચકોના મનમાં વિરલ ત્યાગની મૂર્તિ સતી રાણક અને ટેકી, બહાદુર, રસિકપ્રેમી ખેંગારની મૂર્તિ ઘડાતી આવે છે. અંતે સહૃદય વાચક પણ લેખકની સાથે બોલી ઊઠે છે: 'રાણકદેવીની જય!'

શ્રી. ઐયુબખાન ખલીલ કૃત ' અથડાતાં હૈયાં ' રસપૂર્વક વાંચી જવાય તેવી નવલકથા છે. લેખક મુસલમાન છે, છતાં તેમની ભાષા શુદ્ધ ગૂજરાતી કહી શકાય તેવી છે તે દર્શાવતાં આનંદ થાય છે.

'યુગાંતર'માં શ્રી. શિવશંકર શુક્લ વિશ્વશાન્તિનો પ્રશ્ન છેડે છે. હિંદના પતન અને પુનરુદ્ધારના પ્રયાસો વર્ણવી છેવટ આ પ્રાચીન રાષ્ટ્ર પણ સ્વતંત્ર થાય છે એમ લેખક દર્શાવે છે. આઝાદ હિંદના સહકારથી જગતના પ્રગતિકારક બળો છેવટ યુગાન્તર લાવશે એવો આ નવલકથાનો સાર છે. આ કલ્પનાચિત્રમાં લેખકે સ્થળે સ્થળે સ્વાનુભવના રંગો પણ પૂર્યા છે.

'વીર તારા'માં શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા ઈ. સ. ના પંદરમા સૈકામાં થઈ ગયેલ રાજસ્થાની વીરાંગના તારામતીના શૂરાતન અને સતીત્વનું આલેખન કરે છે. આ જ લેખકની લખેલી 'બ્રહ્માંડનો ભેદ' અદ્ભુત સાહસ કથા છે. અત્યાર સુધીમાં તેના ચાર ભાગ પ્રસિદ્ધ થયા છે: (૧) ચીનની મુસાફરી, (૨) પારસમણીની શોધ, (૩) મોતની મુસાફરી અને (૪) ઐરાવતની આરાધના. ડૉક્ટર પ્રતાપરાય અને તેના સાગ્રીત બહાદુરસિંહના સાહસ કર્મોથી ભરપૂર આ નવલકથા વાર્તાશોખીનોને રસિક સામગ્રી પૂરી પાડે છે.

ડિટેક્ટીવ સાહિત્યને સાક્ષરી જગત સામાન્ય રીતે નાત બહાર ગણે છે. પણ, આવું વિચારહીન વલણ લાંબો વખત ટકી શકશે નહિ. યુરોપમાં ધીમે ધીમે આ જાતનું સાહિત્ય પોતાનું સ્થાન મેળવતું જાય છે, અને આપણે પણ તે જ પ્રમાણે તેને યોગ્ય ન્યાય આપવો પડશે. ડિટેકટીવ વાર્તાઓ એ સાહિત્યનો એક જુદો જ પ્રકાર છે. જે કારણથી જૂના વખતમાં રાક્ષસો અને પરીઓની અદ્ભુત વાતો લખાઈ તે જ કારણથી વર્તમાનકાળમાં ડિટેક્ટીવ વાર્તા લખાય છે. પહેલાં રાક્ષસ અને પરી અથવા દેવદૂત આવતા તો હવે ગુનેગાર અને ડિટેકટીવ આવે છે. ગૂજરાતી ડિટેકટીવ નવલકથાઓ હમણાં થોકબંધ લખાય છે. મોટે ભાગે તે અંગ્રેજી, બંગાળી અને હિંદી પુસ્તકોનાં ભાષાન્તર હોય છે. રાણપુરથી 'બહુરૂપી' અને 'બિરાદર'ના તંત્રી શ્રી. ચંદુલાલ જે. વ્યાસે નીચે પ્રમાણે ડિટેકટીવ નવલકથાઓ પ્રકટ કરી છે: 'લગ્નમાં લોહી', 'જંગીઝુલ્ફીકાર', 'ચુમાલીશ ચહેરાનો માણુસ'. રાજકોટથી 'નવયુગ પુસ્તક ભંડાર'ના સંચાલક શ્રી. જયંતિલાલ દોશી 'ગુપ્તચર ગ્રંથમાળા' પ્રકટ કરે છે, તેમાં 'તોફાની તરુણ', 'જાલિમોની જમાત', અને 'જાલીમ જમદૂત' એ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

જાતીય વાસાનાઓને ઉશ્કેરે તેવી સામાજિક નવલકથાઓ કરતાં આવી રહસ્યપૂર્ણ કથાઓ વંચાય તેને અમે વધારે સારું ગણીએ છીએ, છતાં ડિટેકટીવ નવલકથાઓની વિરુદ્ધમાં એક વાત કહેવા જેવી લાગે છે. આ વાર્તાઓમાં ડિટેકટીવો ઘણીખરી વખત ગરીબોને લૂંટી માલદાર બનેલા ધનાઢયોનું રક્ષણ કરનાર તરીકે દેખાય છે; ત્યારે ખરું જોતાં પાર્લામેન્ટો, શેરબજારો અને કારખાનાંઓ ચલાવનારાઓમાં જ સાચા સમાજના શત્રુઓ—ભયંકર બદમાશો— હોય છે. આવા શ્રમજીવીઓનું લોહી ચૂસનારા જીવતાજાગતા જાલીમોને છોડી દઈ કાલ્પનિક બદમાશોની વાતો જોડાય છે, અને સાચા બદમાસો આરામખુરસીઓમાં પડયા પડયા પોતાના ઉન્નત ઉદર ઉપર હાથ મૂકી આ કથાઓ સિગારેટો ફૂંકતા ફૂંકતા લહેરથી વાંચે છે.

ભાષાન્તરો વિષે લખતાં પહેલાં મોડેથી મળેલી એક ઐતિહાસિક નવલકથા, અને એક નાનકડી નવલનો પરિચય આપી દઉં.

'મેના યાને ચંબલનું યુદ્ધ' (તરલિકાતર્જની) 'સ્ત્રીબોધ'ના ગ્રાહકોને ભેટ તરીકે અપાયેલ ઐતિહાસિક નવલકથા છે. ઓરંગઝેબે કેવી રીતે દિલ્હીની ગાદી મેળવી તે રોમાંચક હેવાલ રસિક કથાના સ્વરૂપમાં ગુંથવામાં આવ્યો છે.

સવા સો પાનાની નાનકડી નવલકથા 'નાગમતી'માં શ્રી. મનુભાઈ જોધાણી નાગમતી અને નાગવાળાની પ્રેમકથા કહે છે. ટૂંકા ટૂંકા વાક્યોવાળી વિશિષ્ટ શૈલીમાં લખાએલી આ સોરઠી કથા વાર્તારસિકોને અવશ્ય ગમશે.

ભાષાન્તરો વિષે વિચાર કરતાં પ્રથમ બે નામ તરી આવે છેઃ રવીન્દ્રનાથ ટાગોર અને શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાય.

શ્રી. શરત્ચંદ્રકૃત 'બિન્દુર છેલે' અને 'વિરાજવહુ'નું ભાષાન્તર શ્રી મહાદેવ દેસાઈએ કર્યું હતું. ત્યારપછી 'પ્રયણુપંક', 'પલ્લી સમાજ' વગેરે પુસ્તકોનાં ભાષાન્તર થઈ ગયાં. આ વર્ષે તેમાં ચારનો ઉમેરો થાય છે: 'ભૈરવી', 'દેવદાસ', 'કાશીનાથ' અને 'જીવનયાત્રા'.

'ભૈરવી' (શ્રી. કિશનસિંહ ચાવડા)માં બે પાત્રોનો જીવનવિકાસ બતાવ્યો છે. નાયક જીવાનંદ નિર્લજ્જ બદમાશ છે. યૌવન, ધનસંપત્તિ, પ્રભુત્વ અને અવિવેકતા એ ચારે અનર્થકારી તત્ત્વો તેનામાં એકત્ર થયાં છે, પછી શું બાકી રહે? જમીનદાર જીવાનંદ સર્વ વ્યસનોના જનક ગણાતા, દ્યૂત, આસવ, મૃગયા અને પરદારા સેવનમાં મત્ત છે. એવામાં ચંડીગઢમાં તેને ચંડીમાતાની ભૈરવી 'ષોડશી'નો સમાગમ થાય છે. ષોડશીને આ ભયંકર સત્તાધીશની લાચાર અવસ્થાનું ભાન થાય છે, અને તેની કોમળ મમતાથી જીવાનંદમાં પણ માનવતા જન્મે છે. ધીમે ધીમે સ્વાર્થી પશુ જીવાનંદ પ્રેમાળ મનુષ્ય બનતો જાય છે, અને ત્યાગની મૂર્તિ જેવી કઠોર તપસ્વિની ભૈરવી પણ ગૃહિણીના કોમળ ભાવો ધારણ કરવા લાગે

છે, અને તે અંતે વિખૂટાં પડેલાં દંપતી જોડાય છે. ભાષાન્તર એકંદરે શિષ્ટ અને સરળ ભાષામાં થયું છે, પણ કયારેક આવતા 'ધોખો', 'અપેક્ષા' જેવા હિંદીની ગંધવાળા શબ્દો ખૂંચે છે. આ 'ધોખો' શબ્દ માટે તો ભાઈ કિશનસિંહનો અમારે ખાસ ધોખો કરવાનો છે. હિંદીમાં તેનો અર્થ દગો થાય છે ત્યારે ગુજરાતીમાં ખેદ જેવો અર્થ છે. જેમકે 'ધન હરે ધોખો ના હરે એ ગુરુ કલ્યાણ શું કરે ?' (અખો). ગુજરાતીમાં એક શબ્દ એક અર્થમાં પ્રચલિત હોય પછી તે જ સ્વરૂપનો બીજા અર્થવાળો શબ્દ પરપ્રાન્તમાંથી ગોટાળો થાય છે. એ જ અમારા ધોખાનું કારણ છે.

શ્રી. શરત્‌ચંદ્રની વાર્તાઓનો મુખ્ય વિષય એક વાકયમાં મૂકી શકાય. 'પ્રેમ અને લગ્નના વિયોગમાંથી સંસારનાં સર્વ દુઃખો ઉત્પન્ન થાય છે.' પ્રેમ હોય ત્યાં લગ્ન થવું જોઈએ, પ્રેમ ન હોય ત્યાં લગ્ન ન થવું જોઈએ. 'દેવદાસ' (ભોગીલાલ ગાંધી) 'કાશીનાથ' (રમણલાલ સોની અને ભોગીલાલ ગાંધી) અને 'જીવનયાત્રા'માં આ જ વિચાર પ્રકારાન્તરે દેખાય છે. દેવદાસ અને પાર્વતી વચ્ચે લગ્ન થતું નથી. પરિણામે, બન્ને પારાવાર દુઃખી થાય છે. 'કાશીનાથ'માં પણ આ જ જાતની વાતો આવે છે. પ્રેમીઓ વચ્ચે લગ્ન ન થઈ શકવાનાં જુદાં જુદાં કારણોને લીધે વાર્તાઓનું વસ્તુ જુદું પડે છે, પણ અંદરનો વિચાર એક જ છે. નાયિકા વિધવા છે, અથવા બહેન જેવી છે, અથવા ગરીબની પુત્રી છે, અથવા બીજી નાતની છે—એવાં એવાં કારણોને લીધે તેની સાથે નાયકનાં લગ્ન થતાં નથી. તે જ પ્રમાણે એક નાતનાં, એક વર્ગનાં સ્ત્રીપુરુષો પ્રેમ નહિ છતાં પરણી જાય છે. પરિણામે સર્વત્ર ક્લેશ, દુઃખ, યાતના. ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'માં પણ આ જ વાત છે. કુમુદ અને સરસ્વતીચંદ્ર વચ્ચે પ્રેમ છે, પણ તેમનાં લગ્ન થતાં નથી. કુસુમ અને પ્રમાદધન વચ્ચે પ્રેમ નથી છતાં તેમનાં લગ્ન થાય છે. સરસ્વતીચંદ્ર બાવો થઈ જાય છે, પણ તે તો સ્થિતપ્રજ્ઞ જેવો લાગે છે. કુમુદને દુઃખ થાય છે, પણ તે ત્યાગમાં

સુખ માની લે છે. કુસુમને છેવટે સરસ્વતીચંદ્ર પર પ્રેમ થાય છે. આ પરથી ગોવર્ધનરામ અને શરત્ચંદ્ર વચ્ચેનો ભેદ દેખાઈ આવશે. શરત્ચંદ્રનાં પાત્રો લાગણીઓના પ્રબલ ધોધ જેવાં છે; ગોવર્ધનરામનાં સુખદુઃખને સમાન ગણનાર, વૃત્તિઓને દબાવવામાં જ મહત્તા માનનાર, બ્રાહ્મી સ્થિતિના ઉપાસકો છે.

રવીન્દ્રનાથની 'ચતુરંગ અને બે બહેનો'માં (નગીનદાસ પારેખ) પણ 'સરસ્વતીચંદ્ર'થી ઊલટો જ વિચાર છે. માણસ બહારથી જીવનનો કોઈ સિદ્ધાંત પકડી તે પ્રમાણે જીવવા માગે તો તેનું જીવન નિષ્ફળ નીવડે છે. 'કુમુદિની' (કિશનસિંહ ચાવડા) અત્યારના મનોવિશ્લેષણ-શાસ્ત્રીઓને ખાસ રસ પડે એવી નવલકથા છે. ભાઈ તરફના પ્રેમને લીધે કુમુદિનીનો તેના પતિની સાથે મેળ જામતો નથી. તેના પતિનો સ્વભાવ ખરાબ છે, અને બન્ને કુટુંબો વચ્ચે જૂનું વેર છે એ કારણો હોવા છતાં મનોવિશ્લેષણ-શાસ્ત્રીઓ તો અહીં સહેલાઈથી સાબીત કરી શકે તેમ છે કે, કુમુદિનીને પિતૃગ્રંથિનો મનોવ્યાધિ છે. તેને બાપ જોઈએ છીએ. તેને ઘણી મોટી વયનો પતિ મળ્યો છે, છતાં તેનામાં પિતા થવાના ગુણો નથી, એટલે લગ્ન નિષ્ફળ નિવડે છે.

'ઘરેબાહિરે'નું ભાષાન્તર 'મધુરાણી' નામે કેટલાક વખત પહેલાં થયું હતું. હવે શ્રી. નગીનદાસ પારેખે મૂળ નામથી તેનું બીજું ભાષાન્તર આપ્યું છે. ગૂજરાતીમાં 'સ્વપ્નદ્રષ્ટા' અને 'દિવ્યચક્ષુ' છે તે જાતનું આ રાજકીય નવલકથાનું પુસ્તક છે; પણ, તેમાં એક ફેર છે. 'દિવ્યચક્ષુ' ગાંધીજીનો અહિંસાનો સંદેશો નવલકથાદ્વારા આપવાનો પ્રયાસ છે. વળી, એ નવલકથામાં સર્વ મુખ્ય પાત્રોને દિવ્યચક્ષુ પ્રાપ્ત થાય છે. 'સ્વપ્નદ્રષ્ટા'માં જુવાનો કેવાં નિષ્ફળ સ્વપ્નો સેવે છે તે બતાવ્યું છે. આ નવલકથામાં માત્ર રાજકીય સ્વપ્નોની જ નિષ્ફળતા નથી બતાવી. સુદર્શન સુલોચના સાથે લગ્ન કરે છે, અને ધની પરણીને પામરતાના પંકમાં નિમગ્ન થાય છે એવી સામાજિક નિષ્ફળતાઓ

પણ લગભગ સર્વને જ મળે છે. 'ઘરે બાહિરે'માં શ્રી. ટાગોર દેશ-સેવાનાં ઓઠાં નીચે દંભ ચલાવનાર સ્વાર્થપટુઓની દુષ્ટતા અને પામરતા ખુલ્લી પાડે છે. એ પ્રશ્ન હજુ પણ જીવંત છે, મનુષ્યની પામરતા મહાન ચળવળને પણ અલ્પ બનાવે છે.

'લાલ મોરચા' (નવી દુનિયા ગ્રંથમાળા) કલોઝ ન્યુ ક્રાન્ટઝના 'બેરિકેઈડઝડર્ન બાર્લિન'નું ભાષાન્તર છે. તે ૧૯૨૯ના મે માસમાં બર્લિનમાં સામ્યવાદીઓને કચડી નાખવાનો જે નિર્દય પ્રયાસ જર્મન ફેસિસ્ટો (નાઝીઓ) તરફથી કરવામાં આવ્યો હતો તેનું તાદૃશ વર્ણન કરે છે. શ્રી. મૂળશંકર મોહનલાલ ભટ્ટ (શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવન) જુલેયનની કૃતિઓનાં ભાષાન્તર આપવા માંડયાં છે તેમાં આ વર્ષે ત્રીજું પુસ્તક 'પાતાળ પ્રવેશ' પ્રસિદ્ધ થયું છે. આ જાતની વૈજ્ઞાનિક અદ્‌ભુત કથાઓ કિશોરો માટે આવશ્યક પથ્ય વાંચન પુરૂં પાડે છે. તેથી શ્રી. ભટ્ટને તેમની આ પ્રવૃત્તિ ચાલુ રાખવાની અમારી આગ્રહભરી વિનંતિ છે.

'કર્મભૂમિ'માં (માણેકલાલ ગોવિંદલાલ જોષી) પ્રેમચંદજી પ્રેમની દિવ્ય સૃષ્ટિનું સર્જન કરે છે, છતાં વાસ્તવિક દુનિયાને ઘડીભર ભૂલી જતા નથી. અસ્પૃશ્યોદ્ધાર, ગામડાની સેવા, ગરીબો માટે મકાનોની વ્યવસ્થા વગેરે રાષ્ટ્રીય પુનર્ઘટનાના પ્રશ્નો નવલકથામાં કલાથી ગૂંથી દેવામાં આવ્યા છે. અસ્પૃષ્યોના ઉદ્ધારની સાથે સાથે જ મુન્ની અને અમરના પ્રેમનો પ્રસંગ આલેખવામાં આવ્યો છે. શહેરની અનેકવિધ સેવામાં ગુંથાઈ ગયેલ સુખદા અને ડોકટર શાંતિકુમારનાં હૃદય વચ્ચે પ્રેમના તારથી ગૂંથણી થયા કરે છે તેનું હૃદયસ્પર્શી બ્યાન લેખક આપે છે. પણ, મુન્ની જેવી લાગણીઓના ધોધ વહેવડાવનારી વીર નારીની સાથે અથવા ત્યાગની મૂર્તિ જેવી પઠાણ કુમારી સકીના પછવાડે જવાની તાકાત તો થોડા જ વાંચકો ધરાવે, ત્યાં તો અમર આશ્ચર્યથી દૂર રહી જોવામાં જ મોટા ભાગના ગૂજરાતી જુવાનો મજા માને. પણ, માસિક આઠ આના ભાડામાં 'એક ઓરડો, એક રસોડું',

એક ગેલેરી, સામે એક બેઠક અને આગળ ખુલ્લું આંગણું,' એટલું જ્યાં મળતું હોય તે કર્મભૂમિના પ્રદેશમાં રહેવા જવાની ઇચ્છાને તો કયો અમદાવાદી ભાડુઆત રોકી શકે વારુ ? પણ ત્યાં દસ ભાડૂતો વચ્ચે એક જાજરૂ મળે તેમ છે, એવી ચેતવણી પ્રેમચંદજી આપે છે. તો માસિક બે રૂપિયામાં સ્વતંત્ર જાજરૂ અને ત્રણ ઓરડા તથા બીજી સગવડ આઠ આના જેવી એ પણ કાંઈ ખોટું નથી. અને, આટલું મકાન વેચાતું જોઈતું હશે તો ચારસો રૂપિયામાં ! કયો ગૂજરાતી આ લાભ ચૂકે ? પણ, મૂડીદારોએ બહુ જવા જેવું નથી, ત્યાં વ્યાજ તો ચાર આના મળે છે.

શ્રી. રમણલાલ દેસાઈ કૃત 'દિવ્યચક્ષુ' સાથે આ નવલકથાની સરખામણી કરવી રસિક થઈ પડે એમ છે. બન્ને નવલકથાઓ મહાત્માજીની સત્યાગ્રહની લડતના સમયનું ચિત્ર આલેખે છે. 'દિવ્યચક્ષુ'માં એક નાયક અને બે નાયિકાઓ છે, તો 'કર્મભૂમિ'માં એક નાયક અને ત્રણ નાયિકાઓ છે. ગૂજરાતીઓ કરતાં અવધવાસીઓ કાંઈ બહુ પત્નીત્વમાં ઓછા ગાંજ્યા જાય એમ છે ? ગૂજરાતી નવલકથાના લેખકો એક નાયિકાની સાથે દેહલગ્ન અને બીજીની સાથે સ્નેહલગ્ન કરે છે, તો આ હિન્દી નલકથાનો નાયક સુખદા સાથે લગ્ન કરે છે, સકીના સાથે પ્રેમ કરે છે, અને મુન્ની સાથે સહચાર કરે છે !

'યામા', ઇંગ્રેજીમાં તેમ જ ભાષાન્તરરૂપે ગૂજરાતીમાં અત્યારે ખૂબ વંચાતી નવલકથા છે. યામા એટલે ખાડો. રશિયાના દક્ષિણ ભાગના એક મોટા શહેરના વેશ્યાના લત્તાનું નામ યામા હતું તે રહસ્યમય આંતર્ જગતનો ભયાનક ચિતાર આ નવલકથામાં આપ્યો છે. મૂળ રશિયન લેખક કુપરિન એક સમર્થ કલાકાર હતો. તેના આ પુસ્તકની જુદી જુદી ભાષાઓમાં ત્રીસ લાખ નકલો વેચાઈ ગઈ છે. વાસ્તવદર્શી નવલકથા તરીકે જગતસાહિત્યમાં આ પુસ્તકને સર્વ વિવેચકોએ અદ્વિતીય સ્થાન આપ્યું છે. તેનું રા. માણેકલાલ ગોવિંદલાલ જોષીએ કરેલું આ ભાષાંતર એકંદરે સરળ અને રસિક બન્યું છે.

શ્રી. સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાયની આ જ વિષયનું નિરૂપણ કરતી નવલકથા 'પરિચારિકા'નો અનુવાદ શ્રી. મોહનલાલ ધામીએ 'તરુણ ગ્રંથાવલિ'ના ત્રીજા પુસ્તકરૂપે આપ્યો છે.

આવી નવલકથાઓ હમણાંથી ખૂબ લખાય છે, અને વંચાય છે. તેને એક રશિયન વિવેચક મૂડીવાદી સાહિત્યના અધઃપતનનું ચિહ્ન ગણે છે. લેખકનો ઉદ્દેશ સારો જ હોય એમ સ્વીકારતાં છતાં વાંચકમાંનો મોટો ભાગ તો આવા સાહિત્ય તરફ કોઈ સુધારાના ઉદ્દેશથી નહિ, પણ માત્ર હલકી જિજ્ઞાસાવૃત્તિ કરવા ખાતર જ ખેંચાતો હોય છે એવું જાણનારાઓ ઉપરના અભિપ્રાયમાં રહેલો સત્યાંશ સમજી શકશે.

'તરુણ સાહિત્ય મંદિરે' (ચોટીલા—કાઠિયાડ) પ્રસિદ્ધ કરેલ 'પ્રલયમૂર્તિ' પ્રવાસ, ઇતિહાસ અને સાહસના પ્રસંગોથી ભરેલી રોમાંચક નવલકથા છે. તે બંગાળી ઉપરથી લખાયાનું પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે. તે બંગાળી ગ્રંથ પણ કોઈ ઇંગ્રેજી પુસ્તકનું ભાષાંતર હશે એમ લાગે છે.

## નવલિકાઓ

શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. સ્નેહરશ્મિ અને બીજા સંખ્યાબંધ લેખકોના નવલિકાસંગ્રહો આ વર્ષે પ્રસિદ્ધ થયા છે. ઉપર્યુક્ત લેખકો અને બીજા કેટલાકો, જેમને આગળ ઉપર ગણાવીશું તેમની મૌલિક નવલિકાઓ ઉપરાન્ત થોકબંધ નવલિકાઓ હિંદી, બંગાળી, ઇંગ્રેજીમાંથી ઉતારવામાં આવે છે. તેમાં ઉદ્દેશ, રસવૃત્તિ કે વિવેક જેવું ઓછું દેખાય છે. જે કોઈ પરભાષાની નવલિકા હડફેડમાં આવે છે તેને ચપ દઈને ગૂજરાતીમાં ઉતારી દેવામાં આવે છે. આ પ્રમાણે બુભુક્ષિત સામાયિકોના પાનાં ભરાયે જાય છે, અને પછી તેમાંથી સંગ્રહ થઈ નવલિકાગ્રંથોનો ફાલ એકાંતરે ઊતરે છે. થોડી વાર દેખાઈ તેમાંનો ઘણો મોટો ભાગ અદૃશ્ય થઈ જાય છે; પછી તો તેનાં દર્શન જૂનાં પુસ્તકો વેચનારાઓને ત્યાં જ થાય છે.

શ્રી. રમણુલાલની નવલિકાઓનો પહેલો સંગ્રહ 'ઝાકળ' નામથી થોડા સમય પહેલાં પ્રસિદ્ધ થયો હતો, ત્યાર પછી આ વર્ષે 'પંકજ' બહાર પડે છે. શ્રી. રમણુલાલની કલા વાસ્તવદર્શી નથી. તેમનાં પાત્રોના સ્વભાવમાં અતિશયોક્તિનું પ્રમાણ ઘણું જોવામાં આવે છે. આ રીતે તેમની નવલિકાઓ શ્રી. ધૂમકેતુની સાથે મળતી આવે છે. ફેર એટલો છે કે, શ્રી. ધૂમકેતુના નાયકો ગરીબ ધૂનીઓ હોય છે, ત્યારે શ્રી. રમણુલાલના નાયકો મસ્ત શ્રીમંતો હોય છે. શ્રી. ધૂમકેતુની વાર્તાઓ બતાવવા માગે છે કે, ગરીબીમાં પણ દિલની અમીરી વસે છે, અથવા વધારે ચોક્કસ રીતે કહીએ તો, ગરીબીમાં જ સાચી અમીરી શક્ય છે. ત્યારે શ્રી. રમણુલાલ 'ધનિક હૃદય' જ ખાસ કરીને તો બતાવવા માગે છે, છતાં એ ધનિકહૃદયના માલિકો ગર્ભશ્રીમંત જ હોય છે. પછીથી તેમાંથી કેટલાક ધન ખોઈ નાખે છે, છતાં, ધનિકહૃદય ખોતા નથી.

શ્રી. રમણુલાલની વાર્તાઓનાં બીજાં તત્ત્વો સાહસ અને સેવા છે. તેમનાં પાત્રો 'Live dangerousy'ના સિદ્ધાંતમાં માને છે. અને, આ જોખમોની ઉત્પત્તિ જો કે બાદશાહી બેપરવાઈભર્યા સ્વભાવમાંથી થાય છે તો પણ તેનો ઉદ્દેશ જનહિત–ખાસ કરીને રંક, પતિત અને કચડાયેલાંઓની સેવા કરવાનો–હોય છે.

પ્રસન્ન ગૃહજીવન—ખાસ કરીને પ્રસન્ન દાંપત્યજીવન–એ શ્રી. રમણુલાલની નવલકથાની માફક તેમની નવલિકાઓમાં પણ ખાસ જોવામાં આવે છે. 'માનવતા' ઢંકાઈ જવાથી કે 'શંકિત હૃદય'થી દંપતી થોડીઘણી મુદત વિયોગ વેઠે છે, પણ અંતે તો તેમનું 'પુનર્મિલન' થાય છે. *

---

*અહીં અવતરણચિન્હોનો અતિરેક, કદાચ લાગશે. પણ, તે એક જાણીતા ગદ્યસ્વામીના અનુકરણ લેખે નથી; આ શબ્દો શ્રી. રમણુલાલની કૃતિઓનાં નામ પણ બતાવે છે તે દર્શાવવા માટે આ ચિન્હો વાપર્યાં છે.

શ્રી. રમણુલાલ, બીજી દૃષ્ટિથી જોઈએ તો, કવિ ન્હાનાલાલના આદર્શવાદ સાથે સામ્ય ધરાવે છે. સાહિત્યમાં વાસ્તવદર્શનનો ઉપયોગ એ છે કે, તેથી જીવનના દોષો દેખાય, અને તે કાઢી નાખવાની પ્રેરણા મળે. ત્યારે આદર્શવાદ કાલ્પનિક સૌન્દર્યનું દર્શન કરાવે છે. પણ, જ્યાં સુધી રોગ નીકળે નહિ ત્યાં સુધી બળ આવે કેવી રીતે? એટલે જ પતિત પ્રજાઓને આદર્શવાદી સાહિત્યની નહિ પણ વાસ્તવદર્શી સાહિત્યની જરૂર છે.

કુસુમાયુધ માંદો પડયો એ વખતે તેની નવી મામાં એવો ફેર પડી ગયો કે, તે સાચી મા થઈ ગઈ, અને માની અમૃતભરી સોડ મળવાથી તેના માથે બરફ મૂકવાની જરૂર ન રહી...સુહાસિનીનો પતિ સારો કવિ હતો, પણ કવિતાની ઘેલછામાં તે માનવતા ખોઈ બેઠો. સુહાસિનીએ તેની કવિતામાં માનવતા નથી એવી ટીકા ગુપ્ત નામે કરવા માંડી. છેવટે, મંદવાડમાં અનુભવેલી કોમળ મમતાયુક્ત સારવારથી તેનામાં માનવતા આવી ગઈ, અને દંપતીનું જીવન સાર્થક થયું, આવું કેટલાના જીવનમાં બને છે? શોકયનાં તો શું પણ પોતાનાં સંતાનોને યે સતત સંતાપતી માતાઓ, અને પતિની માનવતાને હણી નાંખતી પત્નીઓથી ખદબદતા ગૂજરાતી સમાજમાં કવિહૃદયોને આવું લખવું કેમ ગમતું હશે?

પણ, શ્રી. રમણલાલ માત્ર સૌંદર્યદર્શી કવિ જ નથી. 'ગુનાની કબૂલાત', 'આંસુના પાયા' અને 'પંકજ' જેવી વાર્તાઓમાં તે મૂડીવાદ, સામ્રાજ્યવાદ સામેનો વિરોધ બરાબર બતાવે છે; જો કે ત્યાં ય વાસ્તવદૃષ્ટિ તો નથી જ.

શ્રી. મેઘાણી કૃત 'વેરાનમાં'ને જે અવલોકનો મેં વાંચ્યાં છે તે સર્વમાં નવલિકાઓનો ગ્રંથ ગણેલ છે. પણ, હકીકતમાં તેમ નથી. અત્યારની ગૂજરાતી પત્રકારસૃષ્ટિ શ્રી. મેઘાણીને સામાન્ય રીતે વેરાન જેવી લાગી છે. એ વેરાનમાં સાહિત્યદૃષ્ટિની દીવડીથી તેમણે સાહિત્યરંગી પત્રકારિત્વની કેડી શોધી કાઢી. આ કેડીએ ચાલતાંચાલતાં

તેમણે કેટલાંક કુસુમો ચૂંટયાં છે. તેમાંથી થોડાં અહીં સંઘર્યાં છે. અહીં ભાવનીતરતી સ્વતંત્ર અને અનુવાદિત વાર્તાઓ છે. પ્રેરક જીવનચરિત્રો છે, ચિંતનયુક્ત નિબંધિકાઓ છે અને રસદૃષ્ટિનાં વિવેચનો પણ છે.

'ચિતાના અંગારા'માં પ્રથમ પ્રકટ થયેલી શ્રી. મેઘાણીની વાસ્તવદર્શી કલા 'ધૂપછાયા'માં ખૂબ વિકાસ પામે છે. દુઃખોની પરંપરાથી રીઢી બની ગયેલી, અને વજ્જર હૈયાની મનાતી પાનકોર ડોશીને ગામ આખું ડાકણ કહી તિરસ્કારે છે; પણ, તેનામાં યે કેવી માનવતા ધબકી રહી છે, તે લેખકે ઝીણી ઝીણી વિગતો એક પછી એક આપીને બતાવ્યું છે. ભગવાનનાં માણસ જેવાં ગણાતાં ગામડિયાં લોક કેવાં હૃદયહીન હોય છે, અજ્ઞાનમાંથી તેમનામાં કેવી જડતા આવી ગયેલી છે, તે પણ આ વાર્તા આડકતરી રીતે બતાવે છે. આપણા સાહિત્યમાં આદર્શવાદ, કલ્પના વગેરેને નામે એક ભ્રમ ઉત્પન્ન થયો છે: ગામડાંઓ સ્વર્ગ છે, ગરીબાઈમાં દૈવી સુખ છે, વૈધવ્યમાં વિમલતા છે આવા આવા તુક્કાઓ લડાવી આપણા જીવનની ભયંકરતા આડે રંગબેરંગી પડદાઓ ઢાંકવામાં આવે છે. પણ, શ્રી. મેઘાણી પોતાની વેધક દૃષ્ટિથી આ પડદાઓની આરપાર જોઈ શકયા છે.

'સ્વર્ગ અને પૃથ્વી' શ્રી. સ્નેહરશ્મિનો ત્રીજો વાર્તાસંગ્રહ છે. 'ગાતા આસોપાલવ' અને 'તૂટેલા તાર'ની વાર્તાઓની સાથે જ આ વાર્તાઓ પણ લેખકે ત્રણ મહિનામાં લખેલી તે જોતાં લેખકની શક્તિ માટે હરકોઈને માન ઊપજે તેમ છે. શ્રી. સ્નેહરશ્મિ કવિ પણ છે, અથવા પહેલા કવિ અને પછી વાર્તાલેખક છે. એટલે, આ નવલિકાઓમાં વાર્તાના તત્ત્વના કરતાં કાવ્યનું તત્ત્વ વધારે લાગે છે.

'ધૂપછાયા'ની પ્રસ્તાવનામાં શ્રી. મેઘાણીએ પોતાની વાસ્તવદર્શી કલા વિષે સ્પષ્ટીકરણ કરતાં લખ્યું છે કે, તેમનો હેતુ કોઈ વાદ કે મતનો પ્રચાર કરવાનો નથી પણ તે તો માત્ર દુનિયાને નિરખવામાં

જે હેતુવિહીન રહસ્ય જડે છે તે રહસ્ય ઉકેલવા માટેનો પ્રયાસ છે. એટલે કે શ્રી. મેઘાણી દેખાતી વસ્તુઓની પાછળનું રહસ્ય, વાસ્તવ જગતનો મર્મ, પ્રકટ કરવા પ્રયાસ કરે છે. ત્યારે શ્રી. ગુણવંતરાય આચાર્ય 'પૂર્વજોના પાપો'માં સ્પષ્ટ રીતે દર્શાવે છે. 'આ સંગ્રહની વાર્તાઓ પ્રચારકામી છે. એ વાતનો મને ખેદ નથી, બલકે સંતોષ છે.'

આ સંગ્રહમાં આપણા સામાજિક જીવનની વિષમતાઓ બળતા હૃદયે આલેખાયેલી દેખાય છે. પ્રચારનો ઉદ્દેશ લેખકે ખુલ્લી રીતે સ્વીકાર્યો હોવા છતાં વાર્તાઓમાં વાસ્તવ જીવનનું દર્શન કલાયુક્ત રીતે કરાવવામાં આવ્યું છે એટલે વાર્તાઓ રસિક ને વાંચવાલાયક બની છે.

'આરતી'માં (સુરેશ ગાંધી) અગિયાર નવલિકાઓ છે. તે વાંચતાં વિચાર થાય છે કે આ આરતી કોની? વાર્તાઓનું સ્થળ મુખ્યત્વે કલકત્તા જ છે તો ત્યાંની કાલી મૈયાની? કારણ, અહીં સર્વત્ર મૃત્યુની આરતી જ દેખાય છે. દરેક વાર્તામાં ખૂન અને હૃદયભંગ લાવવાને બદલે સામાન્ય જીવનમાં પણ જે ભારોભાર કરુણતા ભરેલી છે તે જોવાની દૃષ્ટિ લેખક કેળવે એવી અમારી તેમને ભલામણ છે.

'એકાદશી'માં શ્રી. સરોજિની મહેતાએ સ્ત્રીજીવનનાં દુઃખો અગિયાર નવલિકાઓ દ્વારા દર્શાવ્યાં છે. શારીરિક, માનસિક અને લાગણીઓનો યોગ્ય ખોરાક મેળવ્યા વિના સૈકાઓથી ભૂખમરો વેઠી એકાદશી કરી રહેલી હિંદુસ્ત્રીઓની દુઃખદ સ્થિતિનો પરિચય બળતા હૃદયથી આ નવલિકાઓમાં કરાવવામાં આવ્યો છે. સ્ત્રીઓને દુઃખ છે, એ વાત સ્વીકારી લીધા પછી પ્રશ્ન થાય છે કે, પુરુષોને પણ કાંઈ દુઃખો હશે ખરાં કે નહિ? આ લખનારે આજથી અઢારેક વર્ષ ઉપર પોતાનાં સહાધ્યાયિની (તે વખતનાં) બહેન સરોજિની નિલકંઠના મુખે ગૂજરાત કોલેજના ચર્ચામંડળમાં આ શબ્દો સાંભળ્યાનું અત્યારે યાદ આવે છે—I have actually seen women beating their husbands. આમ જાણવા

છતાં શ્રી. સરોજિની બહેન અને બીજાં સ્ત્રીલેખકો આ પ્રમાણે લખે તે તો ભલે, પણ પુરુષલેખકો પણ આ જ પ્રમાણે માત્ર સ્ત્રીઓનાં દુઃખો, સ્ત્રીઓનાં દુઃખો એમ લખ્યે જાય છે તે નવાઈ લાગે છે.

સ્વ. મલયાનિલના મૃત્યુ પછી સોળ વર્ષે તેમની વાર્તાઓનો સંગ્રહ 'ગોવાલણી અને બીજી વાતો' ('કુમાર કાર્યાલય') તેમનાં પત્ની ડૉક્ટર ભાનુમતીએ પ્રસિદ્ધ કર્યો છે, તેથી ગૂજરાતી સાહિત્યની મહાન સેવા થઈ છે. સ્વ. મલયાનિલનું નામ સાહિત્યના અભ્યાસીઓથી અજાણ્યું નથી. 'વીસમી સદી'ની 'ગોવાલણી' અને 'પ્રતિમા કે પ્રિયા' જેવી કલાયુક્ત વાર્તાઓથી તેમણે વાંચકોનાં મન હરી લીધાં તે પહેલાં પણ 'સુંદરી સુબોધ', 'વાર્તાવારિધિ,' 'સાહિત્ય' વગેરે માસિકોમાં તેમણે સારી વાર્તાઓ, રમૂજી સ્કેચો અને પ્રતિકાવ્યો લખ્યાં હતાં. તેમનાં રમૂજી લખાણો 'ગોળમટોળશર્મા' ઉપનામથી પ્રસિદ્ધ થયાં હતાં.

સ્વ. મલયાનિલે વાર્તાઓની માફક કાવ્યો પણ ઠીક પ્રમાણમાં લખ્યાં હતાં. તેમણે ૧૯૦૯ થી ૧૯૧૮ સુધીના દશકામાં બધાં મળી લગભગ ૨૫૦ કાવ્યો લખ્યાં હતાં. આ કાવ્યોનો સંગ્રહ પણ આ જ રીતે શ્રી. ભાનુમતી બહેન પ્રકટ કરશે તો સ્વર્ગસ્થની તથા સાહિત્યની તેમણે આદરેલી સેવામાં ઉમેરો થશે.*

'જલતી જ્યોત'માં (પાંચ નવલિકાઓનો સંગ્રહ) શ્રી. હૃદયકાન્ત ઓઝાએ સાદી, સીધી રીતે સમાજ અને કુટુંબની જડતા, મલિનતા અને ક્રૂરતા સામે બળતા હૃદયના ઉભરાઓ કાઢયા છે. લેખકે આપણા સમાજની અધમતા અને મલિનતા આડા ભાવના રંગબેરંગી પડદા ધર્યા નથી, તેથી નાજુક લાગણીવાળા વાંચકો કદાચ સુગાશે. પણ,

* આ સંગ્રહમાં 'એક પ્રશ્ન' નામની વાર્તા જે 'નવલિકાસંગ્રહ'માં અત્યાર અગાઉ છપાઈ ગઈ છે તે લેવાની રહી ગઈ છે. તેનું વિચિત્ર પરિણામ એ આવ્યું કે, 'સંદેશે' તેને અપ્રસિદ્ધ તરીકે ત્યાર પછી પોતાના દીવાળીના અંકમાં ધામધૂમથી છાપી મારી.

દોષ કાઢી નાખવા માટે દોષને ખુલ્લો કરવાની જ જરૂર છે, છુપાવવાની નહિ. એટલે એ દૃષ્ટિથી અમને આમાં કાંઈ અયોગ્ય લાગતું નથી.

'પ્રતિબિંબ'ના લેખક શ્રી. ચંદુલાલ ત્રિવેદી પ્રસ્તાવનામાં લખે છે: 'આ સંગ્રહની વાર્તાઓમાં મેં સામાન્ય માણસના દરરોજ જીવનનો ઇતિહાસ લખવાનો પ્રયત્ન કર્યો છે.' પણ, પહેલી જ વાર્તા 'શંકાના મેલ'માં દર્શાવ્યું છે તે પ્રમાણે એક કારકુન શેઠની પુત્રી સાથે પ્રેમમાં પડે અને પછી માંદગીથી તેનો હૃદયપલટો થઈ જાય એ બન્ને બનાવો કેટલાના જીવનમાં બને તેવા છે? અને ગૂજરાતનો કયો કારકુન આવી કામિની અને કાંચનની તક મળે તો જતી કરે?

સ્વતંત્રતા વિના સ્ત્રીઓ દુઃખી છે એમ કહેનારાઓ 'કલ્પનાનું દુઃખ' ઊભું કરે છે એમ લેખક એ જ નામની વાર્તામાં કહે છે. નીમુને તેના પતિએ પોતાની અંગત સેવા કરવા ન દીધી તેથી તેને દુઃખ થયું. તેમાં દોષ સ્વાતંત્ર્યનો કે નીમુનો? ગુલામીથી ટેવાયેલાઓને ગુલામી કરવનો પણ હક્ક છે એમ લાગી જાય ત્યારે ગુલામી સંપૂર્ણતાએ પહોંચી ગણાય.

શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટની નવલિકાઓનો સંગ્રહ 'ગૃહલક્ષ્મી' આર્ય સ્ત્રીની ગૃહલક્ષ્મી તરીકેની ભાવના રજૂ કરે છે. પતિને પ્રભુ માની સતત સેવાપરાયણ જીવન ગાળતી, ત્યાગની મૂર્તિ જેવી, ધરતી જેટલી ધારજવાળી હિંદુપત્નીઓની આ કથા એકીબેઠકે વાંચી જવાય તેવી આકર્ષક છે. આપણા વર્તમાન સમાજનું પ્રતિબિંબ આ વાતોમાં છે. એ બેડોળ છે એવું વિચારકોને લાગશે, સુંદર છે એમ રૂઢિચુસ્તો માનશે, પણ લેખકે તો જેવું છે તેવું બતાવ્યું છે.

અમદાવાદના 'ગૂજરાતી પંચ'ના મદદનીશ તંત્રી તરીકે લાંબા સમયથી કામ કરી રહેલા શ્રી. ધનશંકર ત્રિપાઠી છાપાંઓની ભાષામાં

કહીએ તો સાહિત્યના 'મૂગા'સેવક છે. તેમણે અત્યાર સુધીમાં ચાળીસ પુસ્તકો લખ્યાં છે. આ વર્ષે તેમની નવલિકાઓનો ચોથો સંગ્રહ 'તરતાં ફૂલ' નામથી પ્રગટ થાય છે. વાર્તાઓ સર્વ જૂની સાદી ઢબે લખાયેલી છે.

'બગીચાનાં બુલબુલ'માં શ્રી. ધનમાય રૂસ્તમજી સૂબેદારે કેટલીક વાર્તાઓ ઇંગ્રેજી ઉપરથી રૂપાન્તર કરીને મૂકી છે, તો કેટલીક લેખિકાની સ્વતંત્ર કૃતિઓ છે. લેખિકા બહેન પારસી છે છતાં તેમણે હિંદુ, મુસલમાન અને પારસી કોમનું જીવન દર્શાવનારી નવલિકાઓ લખી છે, તે પ્રશંસનીય છે. પુસ્તકની ભાષા પારસી ગૂજરાતી કહેવાય છે તે પ્રકારની છે, પણ તેથી તે વાંચવામાં કાંઈ મુશ્કેલી પડે તેમ નથી. તેમાં બે ગુણો છે. સંસ્કૃતમય ગૂજરાતી ભાષા કરતાં સામાન્ય વાંચકોને તે સહેલી થઈ પડે તેવી છે, અને પારસી બોલીમાં એક પ્રકારની ખાસ મીઠાશ રહેલી છે, જેવી ઈરાની રેસ્ટોરાંઓની ચામાં.

'સંધ્યાના રંગ' (બાબુરાવ જોશી) અઢાર મૌલિક વાર્તાઓનો સંગ્રહ છે. અત્યારે જ્યાંત્યાંથી વાર્તાઓ ઉઠાવી તેનું ભાષાન્તર કરી નાખવામાં આવે છે તે કરતાં જેવું આવડે તેવું પણ સ્વતંત્ર લખાણ કરનારાઓ ખરેખર પ્રશંસાને પાત્ર છે. મૌલિક લેખક જાતે જગતને જુએ છે, તે જીવન સાથે સીધો સંપર્ક સાધે છે, એટલે તેનાં લખાણો વાંચકોને સીધી અસર કરે છે. આ લેખકે સ્વતંત્ર રીતે લખવાનું સ્વીકાર્યું છે તે સારું કર્યું છે, પણ તેમણે જગતને જેવું દેખાય છે તેવું ચિતરવા પ્રયાસ કર્યો નથી. તેથી લાગણીમાં અતિશય તણાઈ જઈ લેખકે કરુણતાની અતિશયતા કરી નાખી હોય એમ લાગે છે. આમ છતાં, આ નવલિકાઓમાં વાર્તાકલાનાં બીજાં સુંદર તત્ત્વો હોવાથી તે એકંદરે વાંચવી ગમે છે. પણ, 'આંસુનું જીવન' (યશવંત દેશાઈ) વિષે આ પ્રમાણે કહી શકાય તેમ નથી. તેમાંની કરુણ અતિશયોક્તિઓ બીજાં કોઈ આકર્ષક તત્ત્વોના અભાવે કંટાળો ઉપજાવે છે.

જાણીતા હાસ્ય સાહિત્યસર્જક સ્વ. જાગીરદારના લેખોનો પાંચમો સંગ્રહ 'જાગીરદારનો હાસ્યભંડાર' એ નામથી પ્રસિદ્ધ થયો છે. તેમાં તથા 'ફઈબા કાકી'માં (આવૃત્તિ બીજી) દેખાતો શ્રી. જાગીરદારનો હાસ્યરસ કાંઈક સ્થૂલ અને શબ્દોચ્ચાર પર આધાર રાખનાર છે. 'થેંક્યુ'ને બદલે 'ટેંક્યુ' લખવાથી, અથવા જૂનાં કપડાં વેચનાર હોરાને 'ખાદુભાઈ પીદુભાઈ' કહેવાથી જે રમૂજ મળે તે ઉપરછલ્લી છે. બળભદ્રનો ઉદાસ ચહેરો જોઈ કૃષ્ણ પૂછે છે: 'કોઈ દૂર બેઠેલી સ્ત્રીને આપનું વસ્ત્ર અડી જવાથી આપને સચૈલ સ્નાન તો કરવું પડ્યું નથી ના?' હાસ્યને હમેશાં જીન્સી બાબતો સાથે સંબંધ હોય છે એમ ફ્રૉઇડમતાનુયાયીઓ કહે છે તે હું જાણું છું. પણ, અહીં હાસ્ય ઉત્પન્ન કરવા જતાં ગ્રામ્યતામાં પડી જવાયું છે એમ કહેવું જોઈએ. તે જ પ્રમાણે 'સુવાવડ નં. ૩'માં પણ ઉઘાડી ગ્રામ્યતા દેખાય છે. વળી, શ્રી. જાગીરદારનાં પાત્રો હલકી કોમમાં પ્રચલિત ભાષા જ વાપરતાં જણાય છે. નાથિયો ઘાંચી અને મંછી ઘાંચણની ભાષામાં અને ફૂલીકાકી તથા મકનકાકાની ભાષામાં કાંઈ જ ફેર દેખાતો નથી.

'કાકી' (શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા કૃત) ચાર નવલિકાઓનું નાનું પણ રસિક અને બોધક પુસ્તક છે. છેલ્લી 'વેઢમી'ની વાર્તા આપણા દેશની એક સામાન્ય લાગતી ઘટનામાંથી અતિ કરુણ પરિણામ નીપજાવી વાંચકની ઊંડામાં ઊંડી લાગણીઓને જાગૃત કરે છે. સિપાઈ વાલજી ઠાકોર પોતાના જન્મદિવસની ખુશાલીમાં વેઢમી ખાવા બેસે છે. એવામાં જમાદાર તેને 'ગવંડરની પેસિયલ' માટે થાંભલે ઊભો રહેવા બોલાવી જાય છે. ત્યાં રાતના વરસાદ પડતાં વાલજી પોતાની બાધા ભૂલી જઈ બધા સાથે ઠંડી ઉડાડવા ગાંજો પીએ છે. પણ, મહાવરો ન હોવાથી તે બેભાન થઈ પાટા પર પડે છે, અને તેના ઉપર થઈને 'પેસિયલ' ચાલી જાય છે. લેખક માર્મિક કટાક્ષ કરતાં કહે છે: 'બીજે દીવસે છાપામાં પ્રગટ થયું કે, મુંબઈના ગવર્નર સાહેબની સ્પેશિયલ નિર્વિઘ્ને રાજકોટ પહોંચી ગઈ છે.'

પાલીતાણાના ન્યાયાધીશ શ્રી. અંબાલાલ નાથાલાલ મિસ્ત્રીએ 'સોલંકી યુગની કીર્તિકથાઓ' લખી છે. ગૂજરાતના ભવ્ય ભૂતકાળને લેખકે ઉત્સાહી શૈલીમાં આ વાર્તાઓમાં આલેખ્યો છે. એક સમયે સરકારી અને દેશીરાજ્યોના અમલદારો ગૂજરાતી સાહિત્યની સારી સેવા કરી ગયા. હાલમાં તે યુગ આથમી ગયો લાગે છે. તેવા સમયમાં શ્રી. મિસ્ત્રી પોતાનો સાહિત્યશોખ ચાલુ રાખી પ્રસંગોપાત માસિકોદ્વારા કાંઈને કાંઈ આપતા રહે છે તે અભિનંદનને પાત્ર છે.

શ્રી. તારાચંદ પોપટલાલ અડાલજા 'વીરની વાતો'ના ચાર ભાગથી સામાન્ય વાંચકોમાં પ્રિય થઈ પડેલ છે. તેમનાં નવાં પુસ્તકો 'નરબંકા' અને 'વીરાંગનાની વાતો' શૂરવીર સ્ત્રીપુરુષોના પરાક્રમોની કથા રસભેર કહે છે.

ભાષાન્તરો વિષે ઝાઝું લખવાની જરૂર નથી. લેખકો પોતાની વાતો ભાષાન્તરરૂપે છે એમ કહેતાં સંકોચ શાથી પામતા હશે તે સમજાતું નથી. શ્રી. રમણિકલાલ જે. દલાલનું પુસ્તક 'ભડકા' સીતાદેવીની વાર્તાઓ ઉપરથી જ લખાયું છે. તેમાંની ઘણીખરી વાતો અમે 'મોડર્ન રીવ્યૂ'માં વાંચ્યાનું યાદ આવે છે, છતાં લેખક એ બાબતમાં ગોળગોળ લખે છે એ નવાઈ જેવું છે. શ્રી. રમણિક કીશનલાલ મહેતાએ 'સ્વપ્નની છાયા'માં પોતાના નામની આગળ 'અનુવાદક' શબ્દ મૂકયો છે, એટલે આ નવલિકાઓ ભાષાન્તર છે એમ જણાય છે. પણ, પ્રસ્તાવના આપવામાં આવી નથી એટલે ભાષાન્તર કઈ ભાષામાંથી હશે તે અનુમાન કરવાનું રહ્યું. અંદરની વાતો જોતાં લાગે છે કે, તે બંગાળી ઉપરથી હશે. વાતોમાં કાંઈ ખાસ મહત્ત્વ દેખાતું નથી. આના કરતાં ઘણી વધારે સારી મૌલિક વાતો ગૂજરાતીમાં લખાય છે. આપણા અનુવાદકોએ અનુવાદ માટે ઉત્તમ કૃતિઓ જ પસંદ કરવી જોઈએ એવી સૂચના અહીં અસ્થાને નહિ ગણાય. 'તરંગિણી'ની વાતો સ્વતંત્ર હોય તો લેખકને અભિનંદન. પણ, અમને તો તે અનુવાદ હોય એમ લાગે છે.

શ્રી. વિશ્વનાથ ભટ્ટ 'ટૉલસ્ટૉય ગ્રંથાવલિ' ભાષાન્તરરૂપે આપે છે. તે પુસ્તકો સરળ અને શિષ્ટ અનુવાદના નમૂનારૂપ છે. તેમાં આ વર્ષે 'કથાવલિ ભા. ૨' પ્રસિદ્ધ થયેલ છે. આ વાતોમાં વેર એ વેરથી નહિ પણ પ્રેમથી શમે છે તે સૂત્ર સાદી પણ રસિક રીતે સમજાવવામાં આવ્યું છે. અહીં એ જણાવવું જોઈએ કે, આધુનિક રશિયન લેખકો ટૉલસ્ટૉયને તરંગી ગણે છે. વળી, રશિયાએ તેના સિદ્ધાન્તોની અવગણના કરીને જ મુક્તિ પ્રાપ્ત કરી છે, એ ધ્યાન ખેંચે તેવી બાબત છે.

યુરોપ, અમેરિકા અને હિન્દુસ્તાનની ઓગણીશ વાતોને 'ખોવાયેલા તારા' એવા આકર્ષક નામથી શ્રી. ડીકુભાઈ દેશાઈએ ગૂજરાત સમક્ષ રજૂ કરી છે. વિશાળ ક્ષેત્રમાંથી કાળજીપૂર્વક ચુંટાયેલી આ નવલિકાઓ ગૂજરાતના ચિત્તને અવશ્ય પ્રસન્ન કરશે એમ સ્વાનુભવથી કહી શકું.

વાર્તાઓની કેટલીક નાની નાની ચોપડીઓ મળી છે. સુરતના 'સ્ત્રી સાહિત્ય મંદિર' તરફથી પ્રસિદ્ધ થયેલું 'ઘરેણાંનો શોખ', 'સાસુની શિખામણ' અને 'કાયદાનું અજ્ઞાન' સ્ત્રીઓને ઉપયોગી સલાહ વાર્તાના રૂપમાં આપે છે. આપણા પ્રાન્તમાં હમણાં આંકફરકની બદીને લીધે અનેક મનુષ્યો પાયમાલ થાય છે. આ ઉપયોગી પ્રશ્નને શ્રી. જમિયત કૃ. પંડ્યાએ 'કમનસીબનું કિસ્મત્' નામની કરુણ કથામાં છેડ્યો છે. 'ફેવરિટ' પત્રના સંચાલક શ્રી. રતનશાહ અચારિયા મુંબઈથી 'ફેવરિટ'નો વાર્તાવિભાગ ચલાવે છે. દરેક મહિને પ્રસિદ્ધ થતી આ બે આનામાળાની વાર્તાઓની ભાષામાં પારસી ગૂજરાતીના અંશો જોવામાં આવે છે, અને તે ઇંગ્રેજી ઉપરથી લખાતી હોય, એમ અનુમાન થઈ શકે છે.

કરાંચીથી પ્રસિદ્ધ થયેલ 'દરિયાના મામલા' (ચારુદત્ત) વાર્તા દ્વારા ભૂગોળની કેટલીક બાબતો વિદ્યાર્થીઓને કહી દેવાના ઉદ્દેશથી લખાઈ છે. તેમાં લેખકને પ્રશંસનીય સફળતા મળી છે. 'ત્રિપુટી

ત્રય'માં ગઢુલાના હરિસિંહજી ગોહેલે ત્રણ મિત્રોએ ઉનાળાની રજામાં સાયકલોને લાઠીઓ વડે બાંધી બનાવેલ છ પૈડાંના વાહન પર મુસાફરીનું રસદાયક વર્ણન કર્યું છે.

શ્રી. કનૈયાલાલ મુનશીની 'નવલિકાઓ'ની નવી આવૃત્તિ આ વર્ષે પ્રસિદ્ધ થઈ છે. શ્રી. મુનશીની 'નવલિકાઓ' વિશે મારું વક્તવ્ય અત્યાર અગાઉ મેં પ્રસિદ્ધ કર્યું છે.*

શ્રી. રમણલાલ વકીલ અને શ્રી. પુષ્પા વકીલે સંપાદન કરેલ 'વાર્તાસંગ્રહ' નવલિકાના અભ્યાસ માટે વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે.

## નાટક

ગૂજરાતી સાહિત્યનું નબળું અંગ નાટક છે. નાટકોના ગ્રંથોની સંખ્યા પ્રમાણમાં થોડી છે. એટલું જ નહિ, પણ નાટકો કહેવાતી ઘણીખરી રચનાઓમાં સંભાષણની હારમાળા જ દેખાય છે. આ સ્થિતિમાં ચાલુ વર્ષનો ફાલ પ્રોત્સાહક ગણાય.

કવિશ્રી ન્હાનાલાલ કૃત 'ગોપિકા' ગ્રામોદ્ધારનો પ્રશ્ન 'અનોખી રીતે' રજૂ કરે છે. મહાસભાએ ગ્રામોદ્ધારનો કાર્યક્રમ સ્વીકાર્યો છે. સરકાર તે માટે દેખાવો કરી રહી છે, અને ગૂજરાતી લેખકો તેમાં પાછળ રહી જવા માગતા નથી. શ્રી. રમણલાલ દેસાઈની 'ગ્રામલક્ષ્મી'માં આ પ્રશ્ન મુખ્ય છે. કવિશ્રીએ 'ગોપિકા' ઘણાં વર્ષ પહેલાં લખી હશે, પણ તે અત્યારે જ છપાઈ તેનું કારણ કાળબળ છે. રાજ યુવરાજ[1] આંબાડિયાનો અડબંગ થઈ તારણહાર થાય છે, એ નાટકનું વસ્તુ છે. દુનિયા દેવોની યે નથી ને દાનવોની યે નથી, પણ માનવીઓની છે એ પરમ સત્ય પણ કવિશ્રી આ નાટકમાં કહે છે. અપ-

---

* 'કેટલાંક વિવેચનો'

૧ રાજ યુવરાજોમાંના ઘણાખરા અડબંગ જ હોય છે એ કબૂલ, પણ તેમાંથી કોઈ કલ્પનામાં યે તારણહાર બની શકે તે અત્યારે ભાગ્યે જ માની શકાય. અને 'રાજ શા માટે?' એટલું યુવરાજ બસ નથી?

ઘાગઘ શૈલીના પ્રાસ, અનુપ્રાસ અને શબ્દપુનરુક્તિ એ લક્ષણો અહીં પણ આકર્ષક રીતે દેખાય છે.

કવિ જડિયેલ વચન
જાણે કાંચન જડિયેલ રતન. (પ્રાસ)
વામનરાવ ! વિરાજે વડછાંયડે (અનુપ્રાસ)

શબ્દોની પુનરુક્તિ પહેલાં એક પ્રકારની હતી, જેમકે,

રાજ યુવરાજ, વન્દન વન્દવા જેવા
રાજધાનીઓથી રાજ કાગળ આવ્યો છે.

આમાં બીજો પ્રકાર દેખાય છે.

અલ્યો પાતાળ ફોડયાં, પાતાળ;
તારણહારે પાતાળ ફોડયાં. (પૃ. ૧૨૦)
પાતાળ પાણી આણ્યાં, પાતાળપાણી (પૃ. ૧૨૧)

કવિનો ત્યાગ અને સંયમનો સંદેશ નાટકમાંથી મળી આવે છે. વજ્રાંગને ગોપિકા ન મળી, વિજળીનો તારણહાર ન મળ્યો, બન્નેએ ભેખ લીધો.

સંસાર ન આપે દિલનો દેવ,
ત્હયારે પામરો શોધે છે પાપમાં
ને સાધુઓ શોધે છે સાધુ કુંજે
નિજ નિજના દિલનો દેવ !

'રાજ યુવરાજ' કને કવિ બોલાવે છેઃ

વિલાસ નહિ વૈરાગ્ય,
ભોગઉપભોગ નહિ જોગ.
ઈન્દ્રિયતૃપ્તિ નહિ, સંયમ.
એ જ પુરુષનું પુરુષાતન
એ જ છે પરાક્રમીનું પરાક્રમ.

શ્રી. મુનશીનું ' પીડાગ્રસ્ત પ્રોફેસર ' એ ' સ્નેહસંભ્રમ ' નવલકથાનું નાટકસ્વરૂપ છે. નાટક અને નવલકથા એ બે સાહિત્યસ્વરૂપો એકબીજાની બહુ પાસે પાસે આવતાં જાય છે તેનું દૃષ્ટાંત અહીં

મળે છે. નાટકમાં વિગતવાર પાત્રવર્ણન આવે છે, અને નવલકથામાં સંવાદનું તત્ત્વ વધતું જાય છે એટલે નાટકને નવલકથાનું કે નવલકથાને નાટકનું સ્વરૂપ હવે સહેલાઈથી આપી શકાય.

શ્રી. મુનશી ફરજ અને પ્રેમ વચ્ચેનું સંઘર્ષણ વારંવાર બતાવે છે. તેમાં હમેશાં ફરજ જ વિજય મેળવે છે. તે પ્રમાણે આ નાટકમાં પણ આવે છે. પ્રોફેસર પ્રીતમલાલ પોતાની માંદલી, ચીઢિયણ પત્ની ધનકોર સાથે, અને વસુંધરા પોતાના પતરાજીખોર, નમાલા ધણી સમશેર બહાદુર સાથે પડેલું પાનું નભાવી લેવાના નિશ્ચય ઉપર આવે છે, અને આ બે પ્રેમીઓ વચ્ચે થયેલો સ્નેહ તો માત્ર સંભ્રમ જ હોય એમ તેમને લાગે છે. આમ છતાં, મુનશીને બંડખોર કહી વિરોધીઓ નિંદે છે, ને પ્રશંસકો વખાણે છે !

શ્રી. રમણલાલ દેસાઈનાં નાટકો 'શંકિતહૃદય' અને 'સંયુક્તા' નવી આવૃત્તિમાં સાથે મળે છે. 'શંકિત હૃદય' અનેક વખત ભજવાઈ પ્રશંસા પામી ચૂકેલું નાટક છે. શ્રી. રમણલાલની નવલકથાઓના અભ્યાસીઓએ લેખકની શરૂઆતની કૃતિઓ વાંચી જવી જોઈએ, જેથી તેમની કલાનો વિકાસ બરાબર રીતે સમજી શકાય. 'સંયુક્તા' ઐતિહાસિક નાટક હોવાથી ભજવવામાં 'શંકિત હૃદય'-ના જેટલું સફળ થયું નથી, પણ તે અતિ રસપૂર્વક વાંચી જવાય તેવું નાટક છે.

'છેલ્લો પાવાપતિ' એ નાટકમાં શ્રી. ગજેન્દ્રશંકર પંડયાએ ચાંપાનેરના છેલ્લા ચૌહાણ રાજા જયસિંહ (પતાઈ રાવળ) વિષે સત્ય હકીકત રજૂ કરવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. આપણી ઇતિહાસ તરફની બેદરકારીને લીધે જે કેટલાંક ગપ આપણા પ્રાન્તમાં પ્રચલિત છે તેમાંનું એક મોટું ગપ પાવાગઢના પતન વિષેનું છે. વલ્લભ ધોળાના ગરબાથી તે ગ્રામોફોનની રેકર્ડો સુધી પાવાગઢના રાજન્ ઉપર ફિટકાર વરસાવવામાં આવ્યો છે. આ નાટકમાં શ્રી. ગજેન્દ્રશંકરે મહમદ બેગડાની સાથે બાર વર્ષ સુધી લડી છેવટ દગાને લીધે

પતાઈ રાવળ હાર્યો એમ બતાવ્યું છે. પતાઈના નૈતિક પતન વિષે જે દંતકથા છે તે તેના વિરોધી મુસલમાનોએ જોડેલી એવી કલ્પના લેખકે કરી છે તે યોગ્ય લાગે છે. નાટકમાં એક પણ સ્ત્રીપાત્ર નથી, એટલે શાળા, કોલેજોના વિદ્યાર્થીઓને તથા એમેચ્યોર્સને ભજવવા માટે તે વધારે અનુકૂળ થશે.

અત્યાર અગાઉ નવલકથાલેખક તરીકે જાણીતા થયેલા શ્રી. દીનશાહ નસરવાનજી દસ્તૂરે હવે 'બાળ સિતારો ઉર્ફે ઊગતો સૂર્ય' નામનું ત્રિઅંકી નાટક લખ્યું છે. નાટકની ભાષા એકંદરે શુદ્ધ ગૂજરાતી છે તે જોઈ આનંદ થાય છે.* નાટકનો ઉદ્દેશ એક બાળક નીતિના રસ્તે ચાલવાથી પોતાના કુટુંબનું તથા દેશનું ભલું કેવી રીતે કરી શકે છે તે દર્શાવવાનો છે. શ્રી. દીનશાહ સુધારક છે, પણ અંતિમવાદી નથી. એટલે, તેમણે અહીં સટ્ટા અને દારૂની બદીનો વિરોધ કર્યો છે, પણ અત્યારે સમાજમાં ઊથલપાથલ કરી નાખવાનાં જે ચિન્હો દેખાય છે તેની તરફ તેમની સહાનુભૂતિ નથી.

'લક્ષાધિપતિ હોઉં તો' (ખટાઉ વલ્લભજી જોશી) એ નાટક લેખકે પોતાના એક જૂના સંવાદ ઉપરથી સુધારાવધારા કરી ઉપજાવ્યું છે. લક્ષ્મી એ સાધન નથી પણ સાધ્ય છે, એ બોધ આપવો એ તેનો મુખ્ય હેતુ છે. નાટક અને સંવાદ એ બન્ને જુદા પ્રકારની સાહિત્યરચનાઓ છે. નાટકમાં સંઘર્ષણ અને પરાકાષ્ઠા સતત ધ્યાન રોકી રાખે છે, ત્યારે સંવાદનું લક્ષ અમુક સત્ય સમજાવવા તરફ હોય છે. આ પુસ્તકને નાટકનું રૂપ આપવા લેખકે યત્ન કર્યો છે, પણ તેનું મૂળ સંવાદનું સ્વરૂપ જ હજી તેમાં મુખ્યત્વે દેખાય છે.

---

* કોઈ જગાએ 'પેંદા' (પેંડા) જેવા શબ્દો આવે છે, પણ એક પારસી બંધુના લખાણમાં આવા રડ્યાખડ્યા શબ્દો ઉપર ધ્યાન આપવું યોગ્ય નથી.

સંવાદ અને નાટકનો તફાવત સ્પષ્ટ રીતે દર્શાવે તેવા એક પુસ્તકની અહીં નોંધ લેતાં ઘણો આનંદ થાય છે. ' સુરધુનિ 'માં એકત્ર છાપેલાં ત્રણ નાટકોમાંથી બે અત્યાર સુધીમાં ગૂજરાતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં તથા મુંબઈમાં સંસ્કારી શ્રોતાઓની મુક્તકંઠે પ્રશંસા મેળવી ચૂક્યાં છે. ' શુકશિક્ષા ' શ્રી. ટાગોરની નાનકડી કથા ઉપરથી રચાયેલું છે, પણ આ બીજામાંથી શ્રી. બચુભાઈ શુકલે સ્વતંત્ર છોડ ઉછેર્યો છે, અને તેનાં ભૂમિ, જલ તથા ખાતર ગૂજરાતનાં જ છે. રૂપક લખતાં ' ખાતર ' લખાઈ ગયું, પણ કોઈ પૂછે કે એ ખાતર વળી કયું, તો જવાબ સૂઝે છે કે ખાતર એટલે અવિવેકી ટીકા. શ્રી. બચુભાઈના પ્રથમ નાટક ' શુકશિક્ષા' ઉપર કેટલીક ઉતાવળી ટીકાઓ થઈ હતી, એટલે તેમને ' મંડૂકકુંડ ' લખવાનું સૂઝયું. ' અમારા દેડકાંઓના કુંડમાં બધું જ છે. અમારે વળી બહાર જવાની શી જરૂર?' જીવનના સર્વ ક્ષેત્રોની સંકુચિતતાની સામેનો આ કટાક્ષ ગૂજરાતી સાહિત્યને પણ લાગુ પડે છે. ' આપણા ઉપર બંગાળી સાહિત્યે અને કલાએ આક્રમણ કર્યું છે ' એવી બૂમ ઉઠાવવાથી ગૂજરાતની અસ્મિતા જળવાતી નથી, માત્ર મિથ્યાભિમાન પોષાય છે. સંસ્કૃતિનાં વહેણ જગતભરમાં વહે છે, તેમાંથી વાળી શકાય તેટલાં તમારા દેશમાં વાળી લો. એમાં જ સાચું સામર્થ્ય રહેલું છે. ત્રીજા નાટક ' સ્વર્ગ અને મર્ત્ય 'માં દિવોદાસ અને બેહુલાની કથાદ્વારા ત્યાગ અને ભોગ તરફની સમદૃષ્ટિ એ જ જીવનમુક્તિ છે એમ બતાવ્યું છે. નાટકોની ભાષા, તેનાં ગીતો અને નૃત્યો સર્વમાં ઉચ્ચ નાટ્યકલાની વિશિષ્ટ દૃષ્ટિ દેખાય છે.

' જાળિની ' 'ગૃહલક્ષ્મી ગ્રંથમાલા'ના બીજા મણકા તરીકે પ્રકટ થયું છે. માળાના સંચાલક લખે છે: ' તેમાં સત્ય અને નીતિનો નૂતન આદેશ કેળવાયેલી અને સંસ્કારી યુવતીઓ સમક્ષ લેખકે મૂકયો છે ! ' એ આદર્શને કંઇક સ્પષ્ટ કરતાં લેખકે લખ્યું છે: ' રૂઢિ—વિચાર, રૂઢિ—આચાર એ સત્ય, કે હૃદયપ્રેરિત નિર્મળ બુદ્ધિ—મીમાંસાની

પ્રમાણિકતા એ સત્ય? કોણ શ્રેષ્ઠ? કર્તવ્ય કે ક્ષોભ? કોણ ઇષ્ટ? સામાજિક ક્ષુદ્રતા કે સંસ્કારી સ્વતંત્રતા?' પ્રસ્તાવનાના આ શબ્દો નીચેની પરિસ્થિતિ પ્રત્યે પણ છે: ચિત્તરંજન અને જળિની ગાંધર્વ વિવાહથી જોડાય છે, અને જળિનીની સગર્ભાવસ્થા જાણતાં છતાં ચિત્તરંજન લગ્ન કરતાં અચકાય છે. પણ, છેવટ જળિનીના પિતા તેમનું લગ્ન ગોઠવી આપે છે. એ લગ્ન પછી ચાર મહિને જન્મેલી પુત્રીના પારણાની દોરી કોણ ઝુલાવે? એ 'મીઠા મનો–મન્થન'થી નાટક પૂરું થાય છે. શાકુન્તલ નાટકના જેવી કેંક કથા થઈ. પણ, શાકુન્તલનો સાર શો? કોઈ કહેશે સામાજિક લગ્ન પહેલાં ગાંધર્વ વિવાહ જોડવો નહિ એ જ એનો બોધ છે. એ ગમે તેમ હોય, પણ આ જમાનામાં તો યુવતીઓ સાચી સલાહ 'વિલાસી ઈશ્વર' એ ચિત્રપટના મરાઠી યોજકે આપી છે એમ અમે માનીએ છીએ. સામાજિક લગ્નથી જોડાયા પહેલાં કદી પણ યુવતીઓએ પોતાના પ્રેમી સાથેના સંબંધમાં મર્યાદા ઓળંગવી જોઈએ નહિ. એટલે, મૂર્ખ સ્વચ્છંદાચારને 'સંસ્કારી સ્વતંત્રતા' વગેરે મોહક શબ્દો લગાડવા તેને અમે શબ્દછલ માનીએ છીએ. આવા વિચારોના ફેલાવાથી ગૃહલક્ષ્મીઓ ઉત્પન્ન કરવાની આશા રાખવા કરતાં સસલાંને શિંગડું ઉગાડવાની આશા વહેલી સફળ થઈ શકે.

'પલટાતાં તેજ' એ શ્રી. ઇન્દુલાલ ગાંધીના પાંચ એકાંકી નાટકોનો સંગ્રહ છે. શ્રી. ઇન્દુલાલ ગૂજરાતી સાહિત્યની અનેક દિશામાં પ્રશંસનીય સેવા કરી રહ્યા છે. સાદી છતાં સંસ્કારી શૈલી અને ભાવનાની ઉચ્ચતા એ શ્રી. ગાંધીનાં લખાણોના ગુણો આ નાટકોમાં પણ જોવામાં આવે છે. તેમના વિચારો, હમણાં જ બતાવી ગયા તે 'જળિની' જેવા પુસ્તકોના વિચારોની સરખામણી-માં જ નહિ પણ સામાન્ય દૃષ્ટિથી જોતાં યે જૂના લાગે તેવા છે. 'શાંત જ્વાલા'માં અભણ, અસંસ્કારી પતિની સ્ત્રી અમરત કહે છે: "હું યે સુકન્યાના વંશની છું. અંતરનો અંધ, અભણ કે અસં-

સ્હારી પતિ મળ્યો એટલે હું એની સ્ત્રી મટી ગઈ? રોગગ્રસ્ત ચ્યવનને સુકન્યાના તપે જુવાની પાછી આવી હતી. મારું તપ એ જડ પુરુષની બુદ્ધિને નહિ પલટાવી શકે? (પ્રકાશ પીતી હોય તેમ) ને એ પથ્થર રહેશે તો યે હું એની કઠણ છાતી પર મીણ થઈને પથરાઈ જઈશ ને જીવન એમ ને એમ જીવી કાઢીશ." ચ્યવન તો ચમત્કારથી રોગમુક્ત થયો હતો. એવા ચમત્કારનો જમાનો હવે ગયો છે, છતાં ક્યાં સુધી કલ્પનાસૃષ્ટિના પાત્રોના અલૌકિક દૃષ્ટાંતો પ્રમાણે જીવનનો ભ્રમ આપણે સેવ્યા કરીશું? આવા આકાશકુસુમ ચૂંટવા જેવા આદર્શોને પરિણામે આપણા સમાજમાં પ્રકાશપીતી તો કોણ જાણે, પણ વિષપીતી તો અનેક બાલિકાઓ બની જાય છે. છૂટે નહિ તેને નભાવી લેવાનો બોધ ઘણો અપાયો; હવે તો નભાવી ન શકાય, તે છૂટે નહિ તો ભલે તૂટે એવું કહેવાનો સમય ક્યારનો આવી ગયો છે.

છતાં, 'નવયુગની નાટિકાઓ' (કુમુદકાન્ત) જેટલે આગળ જાય છે તેટલે આગળ જનારાઓને અમે 'રૂક જાવ' કહેતાં-જૂનવાણી ગણાઈ જવાની દરકાર રાખ્યા વિના-અચકાતા નથી.

આ સાત નાટિકાઓ રસપૂર્વક વાંચી જવાય તેવી છે. પાત્રાલેખન, સંવાદ અને વસ્તુસંકલનાની લેખકમાં સારી આવડત દેખાય છે. પણ, તેમાં નવયુગનું એક લક્ષણ-જે નવી નીતિમત્તા તેનું સૂચન જે રીતે કરવામાં આવ્યું છે તે-અયોગ્ય લાગે છે. દરેક નાટિકામાં ગર્ભિત રીતે જેને અનીતિ કહીએ છીએ તેનું સૂચન જોવામાં આવે છે. આવી છૂપી અનીતિ સર્વવ્યાપક છે તેના કરતાં ઉઘાડી અનીતિ શું ખોટી એમ કહેવા તરફ લેખકનું વલણ હોય એમ લાગે છે. લગભગ દરેક નાટકમાં આવતાં વ્યભિચારનાં સૂચનો ઉપરથી લેખક એમ કહેવા માગતા લાગે છે કે બાંધી મૂઠી જ લાખની, તે ઉઘાડતાં તમારી સભ્ય સમાજની કહેવાતી નીતિ વા ખાતાં ક્યાંઈની ક્યાંઈ ઊડી જાય તેમ છે. ધારો કે અત્યારનો આખો સમાજ, લેખક કહે

છે તેમ, સડેલો હોય, (જે વાત ખોટી છે) તો પણ એવા વાસ્તવ-દર્શનથી શો લાભ ? ખરેખરી સ્થિતિનું માત્ર વર્ણન જ કરવામાં કલા-કારની ફરજ સમાપ્ત થતી નથી. વર્તમાન સ્થિતિ આવી છે તો તેનાં કારણો ભૂતકાળમાંથી શોધી કાઢવાં, અને ભવિષ્યમાં જેવી સમાજ-રચના ઈષ્ટ ગણતા હોઈએ તેની ઝાંખી કરાવવી એ વાસ્તવદર્શી કલાનો સાચો આદર્શ છે.

'સંજીવન' નાટકમાં શ્રી. સનાતન બૂચ કચ અને દેવયાનીની પુરાતન કથા એક વાર ફરીથી રજૂ કરે છે. પ્રણય અને કર્તવ્ય વચ્ચેના વિગ્રહમાં પ્રણયને જ કર્તવ્ય ગણે છે. કચ સંજીવની વિદ્યા લઈને જાય છે, પણ તેના કરતાં વધારે કિંમતી સંજીવન–પ્રેમ–એથી વંચિત રહે છે. શ્રી. મુનશીએ 'પુત્રસમોવડી'માં દેવયાનીને પણ કર્તવ્યની ખાતર પ્રેમની લાગણી ઉપર વિજય મેળવતી બતાવી છે તેમાં સ્ત્રી જાતિનું ગૌરવ બતાવ્યું છે. તેવાઓને આ નાટકમાં દેવયા-નીને પ્રણયને માટે વિલપતી બતાવી છે તે અંત વધારે યોગ્ય લાગશે. તેમાં શાસ્ત્રીય અને શિષ્ટ સંગીતની કુશળ યોજના કરવામાં આવી છે. નાટકનું વસ્તુ અને વાતાવરણ કર્તાએ જે રીતે રજૂ કરેલ છે, તે જોતાં એમ કહી શકાય કે, આ સંગીતના તત્ત્વથી નાટકના એકં-દર આકર્ષણમાં ઉમેરો થયો છે.

'ગાંડિવ સહિત્ય મંદિરે' પ્રકટ કરેલા 'ચાલો ભજવીએ'ના દસ ભાગ બાળકો ભજવી શકે તેવા નાટકોની લાંબા કાળની ખોટ પૂરી પાડે છે. માત્ર છોકરાઓ ભજવી શકે તેવા, એકલી છોકરીઓ જ આવતી હોય તેવા, એક જ પાત્રવાળાં, પ્રહસનો–વગેરે વિવિધ પ્રકારનાં નાટકોના આ સંગ્રહમાંથી સર્વ પ્રકારના ભજવનારાઓને સર્વ પ્રસંગે જેવી જોઈએ તેવી સામગ્રી મળી શકે તેમ છે.

હવે, લગ્નનો પ્રશ્ન ચર્ચતાં બે નાટકોનો સાથે વિચાર કરીએ. 'કમનસીબ કુમારિકા' (મહાસુખભાઈ ચુનીલાલ) અને 'બળવાખોર' (શાન્તિલાલ મો. શાહ). કન્યાને માબાપ અને સમાજ મિલકત ગણે

છે, અને તેનો વેપાર ચલાવી તેમાંથી કેવી રીતે નફો મેળવવા પ્રયાસ કરે છે તે ભયંકર સત્ય જુદી જુદી રીતે આ નાટકો રજૂ કરે છે. કુમારિકા કુસુમ માંદા અને વૃદ્ધ વરરાજાઓના પંજામાથી ગમે તેમ કરી છૂટે છે, અને છેવટે પોતાને મદદ કરનાર સુધારક રસિકલાલ સાથે લગ્ન કરવા તૈયાર થાય છે. પણ, ખરો વખત આવ્યે રસિકલાલનો સુધારક તરીકેનો જુસ્સો ઓસરી જાય છે. ખોટાં બહાનાં કાઢી તે આ જગબત્રીસીએ ચઢેલી નિર્દોષ બાળાને તજી દઈ વડીલોની ઇચ્છા પ્રમાણે અન્યને પરણવા તૈયાર થઈ જાય છે, અને કમનસીબ કુસુમ આપઘાત કરે છે. નવા વિચારની કુમારિકાઓની અસહાય, કરુણ સ્થિતિ આ નાટકમાં શ્રી. મહાસુખભાઈ બરાબર રજૂ કરે છે. છોકરીઓને કેળવણી આપી, તેમનામાં નવી ભાવનાઓ નવી આકાંક્ષાઓ જાગૃત કરવામાં આવે છે. પણ, જૂનવાણી માનસ તેમને ભોજ્ય માન્યા જ કરે છે, તો નવયુવકો હજુ તેમના પ્રત્યેની ફરજ બજાવતાં ડરે છે. વિચારો નવા છતાં નાટકની શૈલી જૂની, સંવાદની, અનાકર્ષક છે.

'બળવાખોર'માં શ્રી. શાંતિલાલ શાહ અત્યારના યુવકને હાથમાં પિસ્તોલ લઈ ઘરડા પતિના પંજામાંથી પ્રેયસીને છોડાવતો ચીતરે છે. વિલાસને વૃદ્ધ મનોરદાસ શેઠની સાથે તેનો પિતા પરણાવે છે, પણ મનોરદાસનો ભત્રીજો કુંજ રિવોલ્વર તાકીને શેઠની પાસે લગ્નવિચ્છેદના દસ્તવેજ ઉપર સહી કરાવી લે છે. ગૂજરાતમાં આવી સ્થિતિ એક જમાના પછી આવે તો કોણ જાણે ! પણ, અત્યારે તો શ્રી. મહાસુખભાઈએ દર્શાવી છે તેવી કરુણ દશા જ છે.

શ્રી. ટાગોરના એક કાવ્ય પરથી રચાયેલ નાટક 'માથાનું દાન'માં શ્રી. રમણલાલ સોની ત્યાગવીરની અદ્‌ભુત કથા કહે છે. વિદ્યાર્થીઓએ ભજવવા માટે લખાયેલું આ નાટક તેના ઉદ્દેશમાં સફળ થયું છે.

'મેહ અને ઊજળી'ની સોરઠી લોકકથાને શ્રી. ઉછરંગરાય કે. ઓઝાએ નાટકના સ્વરૂપમાં ગૂંથી છે. લેખક કહે છે : 'તેનું વસ્તુ, તેની ભાષા, તેનું સંગીત પણ અમને સામાન્ય કરતાં ચડિયાતાં લાગ્યાં છે. અને તેથી, ભાઈ ઉછરંગરાય આ પ્રમાણે વિરુદ્ધ ટીકાઓથી ક્ષોભ ન પામતાં, પોતાની સાહિત્યપ્રવૃતિ ચાલુ રાખે, એવી ભલામણ કરવાનું મન થાય છે.

ભાષાંતરોમાં, પ્રો. બલવંતરાય ઠાકોર રચિત 'સોવિયેટ નવજુવાની' અગ્ર સ્થાને આવે છે. સોવિયેટ રશિયાના એક જુવાન નાટકકારના પ્રહસનનું રૂપાંતર પ્રો. ઠાકોર જેવા સમર્થ વિદ્વાનને હાથે થાય તેથી કોને આનંદ ન થાય?

નાટકનો મૂળ લેખક વેલેન્ટાઈન કેટેયેવ સોવિયેટ સાહિત્યમાં નવલકથાકાર અને નાટકકાર તરીકે લબ્ધપ્રતિષ્ઠ છે. તેની નવલકથાઓમાં રશિયાની પંચવાર્ષિક યોજનાને ટેકો આપવા માટે લખાયેલી નવલકથા 'ફોરવર્ડ' 'ઓહ્ ટાઈમ' મુખ્ય છે. આ જ યોજના માટે તેણે કોમ્યુનિઝમનો વિજય અને પ્રત્યાઘાતીઓનો પરાજય દર્શાવતું 'વેન્ગાર્ડ' નામનું નાટક લખેલું તે તદ્દન નિષ્ફળ નીવડ્યું. 'સોવિયેટ નવજુવાની' કેટેયેવના નાટક 'વર્તુલમાંથી સમચોરસ'નું ('Squaring the Circle') રૂપાન્તર છે. આ નાટક રશિયામાં એટલું લોકપ્રિય થયું હતું કે, એકલા મોસ્કોના આર્ટ થિયેટરમાં જ તે સાતસો કરતાં વધારે વાર ભજવાયું હતું. નાટકમાં બેવડી રમૂજ છે. તેમાં લગ્ન અને કુટુંબ વિષેના બુર્ઝવા ખ્યાલોની મશ્કરી કરવામાં આવી છે. તે જ પ્રમાણે પ્રેમને બુર્ઝવા લાગણી માની તેની અવગણના કરનારાઓની પણ લેખક તેમાં મજાક કરે છે. નોએલ કાવર્ડકૃત 'પ્રાઈવેટ લાઈવ્ઝ'ની સાથે આ નાટકનું વસ્તુ અને વિચાર મળતા આવે છે.

મૂળના (અંગ્રેજી ભાષાન્તરના) અમુક ભાગો સાથે સરખાવી ક્યાં ક્યાં હાસ્યનું તત્ત્વ ઓસરી ગયું છે એ બતાવવું સહેલું છે. પણ,

એકંદર દૃષ્ટિથી જ અહીં વિચાર કરવો જોઈએ. તે રીતે જોતાં કહી શકાય કે, મૂળનો રસ ગૂજરાતીમાં ઉતારવામાં પ્રો. ઠાકોરે અસાધારણ કાળજી લીધી છે. અત્યારે રશિયા તરફ જગત મીટ માંડી રહ્યું છે. તે સમયે માત્ર ગૂજરાતી જાણનારાઓ માટે રશિયા સંબંધી જે અલ્પ સાહિત્ય છે તેમાં આવા રસિક પુસ્તકનું લોકભોગ્ય રૂપાન્તર ઉમેરવા માટે પ્રો. ઠાકોરનો આભાર માનવો ઘટે.

હિંદી લેખક શ્રી. જયશંકરપ્રસાદ વિરચિત 'રાજ્યશ્રી'નું ભાષાન્તર શ્રી. રમણિકલાલ કિશનલાલ મહેતાએ કર્યું છે, તે મૂળ પુસ્તકના પ્રકાશક કહે છે તે પ્રમાણે, સફળ રીતે થયેલ છે. મહાકવિશ્રી દિંગ્નાથ પ્રણીત 'કુન્દલમાલા' નો અનુવાદ કરાંચી કોલેજના અધ્યાપક અને જાણીતા લેખક શ્રી. ભવાનીશંકર વ્યાસે કર્યો છે. તેમાં પદ્યને સ્થાને પણ ગદ્ય મૂકયું છે તે ખૂંચે છે. બીજી આવૃત્તિમાં લેખક સમશ્લોકી અનુવાદ કરવાનો વિચાર છે એમ લખે છે. આપણે ઇચ્છીએ કે તેની બીજી આવૃત્તિ જલદી થાય. કારણ, દિંગ્નાદના આ પુસ્તકનું પ્રકાશન તો હજુ એક દસકા ઉપર જ થયું છે, છતાં કાલિદાસના પ્રતિસ્પર્ધી તરીકે મલ્લિનાથે જાહેર કરેલ આ કવિની કૃતિઓ જાણવા હિંદી વિદ્વાનો વર્ષોથી આતુર હતા.

## બાળસાહિત્ય

બાળસાહિત્યના નામે કેટલુંક નકામું અને નમાલું લખાય છે, છતાં અત્યારનું ગૂજરાતી બાળ સાહિત્ય હિંદની બીજી કોઈ પણ ભાષાના કરતાં ઊતરતું નથી, એ અભિમાન લેવા જેવું ગણાય. વિષયની વિવિધતા, જથ્થો, રૂપરંગ સર્વ દૃષ્ટિથી જોતાં આ વર્ષનું બાળસાહિત્ય ઘણું સંતોષકારક છે. ગૂજરાતી બાળસાહિત્યનાં પુસ્તકોનાં ભાષાન્તર હિંદી, મરાઠી વગેરે ભાષાઓમાં થવા લાગ્યા છે તે જોઈ આનંદ થાય છે.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે 'વિદ્યાર્થી વાંચનમાળા'નાં બસો પુસ્તકો દસ શ્રેણીમાં પ્રકટ કર્યાં છે. પૌરાણિક અને ઐતિહાસિક

મહાન પુરુષો તથા સ્ત્રીઓ, અર્વાચીન ભારતના વિધાયકો, કવિઓ, ધર્મસંસ્થાપકો તે સર્વનાં આ ટચુકડાં જીવનચરિત્રો વિદ્યાર્થીઓને રસ પડે તેવી રીતે લખાયાં છે.[1] 'શ્રી સયાજી સાહિત્યમાળા'માં ગૂર્જર-મંત્રી 'વિમળશાહ'નું રોમાંચક જીવનચરિત્ર પણ તેમણે લખ્યું છે.

શ્રી. નાગરદાસ ઈ. પટેલ અને શ્રી. રમણુલાલ ના. શાહે 'અશોક બાલપુસ્તકમાળા'નાં બાર પુસ્તકો પ્રગટ કર્યાં છે. તેમાં પુસ્તકોનાં નામ દર્શાવે છે તે રીતે,[2] બાળકોને ગમ્મતની સાથે ઉપયોગી જ્ઞાન આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

શ્રી. રમણુલાલ શાહ 'ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય' (અમદાવાદ) તરફથી પ્રસિદ્ધ થતી 'ગૂર્જર બાલગ્રંથાવલિ'નું સંપાદન કરે છે. તેનાં પુસ્તકો[3] પણ બાળકોને ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વગેરે વિષયોનું જ્ઞાન સરળ અને આકર્ષક રીતે આપે છે.

'જનરલ બૂક ડીપો (મુંબઈ)'નાં બાલશિક્ષણ મંદિરનાં[4] પુસ્તકોનું સંપાદન પણ આ જ લેખક કરે છે. તે માળામાં મુખ્યત્વે વાર્તાઓ આપવામાં આવે છે. શ્રી. રમણુલાલે 'હિન્દુસ્થાનની બાલવાર્તાઓ' નામનું પુસ્તક 'બાલ જીવનમાળા'માં આપ્યું છે. 'બાલજીવન'નું ભેટ-પુસ્તક 'બાળકોનું રામાયણ' પણ તેમણે આ જ વર્ષમાં લખ્યું છે.

---

૧ તે બધાં ગણાવતાં ઘણું લંબાણ થાય માટે કેટલાંક નામો જ ગણાવીશું : રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ગૌરાંગ, ગાંધીજી, માલવિયા, વિઠ્ઠલભાઈ, જવાહરલાલ, નરસિંહ, મીરાં, ગોવર્ધનરામ, કલાપી, ચાંદબીબી, અહલ્યાબાઈ, સરોજિની નાયડુ, નેપાલ, ગિરનાર, તાજમહાલ, આબૂ.

૨ મહારાષ્ટ્રનો મહારથી, ત્રણ તપેલાં, ચીની વાતો, શા માટે ?, કેશુડાં, રૂપીના બાગમાં, કુતૂહલ, મુદ્રારાક્ષસ, રંભાનું રસોઈ ઘર, આપણાં મિત્રો, વિજ્ઞાન વિનોદ, ભોળી સુભદ્રા.

૩ અંતરનાં અજવાળાં, કૂતરાંની કહાણી, ગરવી ગૂજરાત, જગતના જંગલમાંથી, કીર્તિમંદિર.

૪ બાલજ્ઞાન ગમ્મત, દોઢ ડાહ્યાં, લપલપિયાં, પવનપાવડી.

શ્રી. નાગરદાસ ઈ. પટેલની 'બાલ વિનોદમાળા'નાં રમકડાં જેવાં રૂપાળાં પુસ્તકો બાળકોમાં લોકપ્રિય થયાં છે.× આ વીશ પુસ્તકોની અત્યાર સુધીમાં એકંદર સાઠ હજાર નકલો ખપી ગઈ છે. તેની હિંદી આવૃત્તિ પણ પ્રસિદ્ધ થવા લાગી છે તે જોઈ આનંદ થાય છે. પુસ્તકોનાં રૂપરંગ આ જાતની ઇંગ્રેજી ચોપડીઓની બરાબરી કરે તેવાં છે, અને તેમાં સંખ્યાબંધ ચિત્રો આપ્યાં છે તે જોતાં તેની કિમ્મત સાધારણ ગણાય.

શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ અને કાન્તિકાકાના સંયુક્ત પ્રયાસથી ' ચાલો વિચારીએ ગ્રંથમાળા ' આ વર્ષમાં શરૂ થઈ છે. તેમાં બાળકોને સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખવવાનો મુખ્ય ઉદ્દેશ છે. પણ, બાળકો વિચાર કરતાં શીખ્યા હોતા નથી, તો મોટી વયના અનેક માણસોએ ખોટા વહેમોને જ વિચાર તરીકે સ્વીકારી લીધા હોય છે. એટલે, આ ગ્રંથમાળા નાના અને મોટા સૌને જ ઉપયોગી નીવડશે એમ કહી શકાય.

' વિચાર કરવા માટે 'માં ઇટાલિયન વિચારક બ્રુનોને વિચાર કરવાના ગુન્હા માટે કેવાં દુઃખો ભોગવી અંતે અકાલે કરુણ સંયોગોમાં મરવું પડયું તે બતાવ્યું છે.

' નરવીર 'માં ઇટાલિયન દેશભકત ગેરીબાલ્ડીનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે. ગેરીબાલ્ડી અને તેની પત્ની એનીટાનાં રાષ્ટ્ર-સ્વાતંત્ર્ય માટેનાં પરાક્રમો પરાધીન પ્રજાના દરેક બાળકે અવશ્ય વાંચવાં જોઈએ. ' કોમરેડ લેનિન ' ટૂંકામાં અર્વાચીન રશિયાના વિધાયકનું જીવનચરિત્ર રજૂ કરે છે. ' ચાલો વિચારીએ ' મૂડીવાદના જુલ્મોને લીધે મજૂરોને સહન કરવાં પડતાં દુઃખો વર્ણવે છે.

× રતનિયો, મોતિયો, મણિયો, ચતુરો, ઊંદરદેશ, ભૂરિયો, બાણિયો, મરઘાભાઈ, પંડિતજી, કલાવતી, ગંગારામ, ઉધણશી, કાલાંઘેલાં, ભગો, લાલિયો, હેમલતા, રણધીર, સબૂર, ગુંદરિયો, રાવજી, બાલવિનોદિની ( ભેટ પુસ્તક )

શ્રી. વસંત નાયક અમદાવાદના મ્યુનિસિપલ બાલમંદિરમાં કામ કરી રહ્યા છે. તેમણે બાલકો હોંસથી વાંચે એવાં કેટલાંક પુસ્તકો લખ્યાં છે.* તેમાં તેમણે વાસ્તવિકતા જાળવી રાખવા ખાસ પ્રયાસ કર્યો છે. તે માને છે કે, 'પરીઓની કે જાદુની વાતોના તરંગો, પ્રાણીઓ પાસે માનવભાષાથી કરાવતી અસંભવિત વાતો કે રાક્ષસોની વાર્તાઓ ભરચક છે. શિક્ષણની દૃષ્ટિએ એની યોગ્યતા મને જણાઈ નથી.' આ અભિપ્રાય ચર્ચાસ્પદ છે. જીવનમાં કલ્પનાને ઘણું સ્થાન છે, અને તેમાં યે બાલજીવનમાં તો ખાસ કરીને. પરંતુ, બાલસાહિત્યમાં વાસ્તવદર્શી સાહિત્યની યે અગત્ય છે, એટલે શ્રી. વસંત નાયકની પ્રવૃત્તિ પણ ખાસ જરૂરી છે. તેમણે ધોરણવાર પુસ્તકોની રચના કરી છે, તેથી ઈતર વાંચન તરીકે શાળાઓમાં આ ચોપડીઓ ઉપયોગી થઈ પડશે.

'દક્ષિણામૂર્તિ' અને 'ગાંડિવ' એ બાલસાહિત્યના જૂના જોગીઓ છે. તેમાંથી 'દક્ષિણામૂર્તિ'એ આ વર્ષે નવું થોડું જ આપ્યું છે. નવી શરૂ થયેલ 'બાલસાહિત્ય વાટિકા'ના પ્રથમ પુસ્તક 'આશ્રમ વૃક્ષો'માં શ્રી. ગિજુભાઈ આપણા દેશના ફૂલ, ફળ અને ઝાડોનો પરિચય તેમની લાક્ષણિક શૈલીમાં કરાવે છે.[1] 'જાણવું જોઈએ' માં (શંકરલાલ શાહ) એરોપ્લેન, ટેલિગ્રાફ, ટેલિફોન વગેરે

---

* ચાંદા પોળી; ફૂલદાની નાની; ફૂલદાની મોટી; લલ્લુ, બલ્લુ ને કલ્લુ; ઘેલુના ઘોડા; મુરબ્બાનો ચોર; અને વાંદરાની સિતાર

૧ લીંબડા વિષે લખતાં તેમાં કહ્યું છેઃ

"ત્યાં લીંબડે ચડતા અને ગાયન લલકારતા.
'કહોજી આપ દેશ કિયો વેશ કુબી ન્યારો.'

ભગવાન જાણે આનો અર્થ શો હશે? હજી પણ સમજાતો નથી!!" 'ચિત્રસેન ચંદ્રિકા' નાટકના લોકપ્રિય ગાયનની આ લીટી આ લેખકે પણ નાનપણમાં સાંભળેલી, પણ શ્રી ગિજુભાઈ કહે છે તેમ નહિ પણ 'કહોજી આપ દેશ કયો વેશ ખૂબ ન્યારો?' અને, એ રીતે, આનો અર્થ સ્પષ્ટ છે.

સંબંધી ઉપયોગી માહિતી આપી છે. 'મોટા થઈશું ત્યારે' માં (જયંતિલાલ ઓઝા) બાલજીવનને સ્પર્શતી નાટિકાઓ છે.

'ગાંડિવ'ની 'બાલોદ્યાનમાળા' ત્રીજા વર્ષમાં પ્રવેશે છે.[૨] આ વર્ષથી, તેના સંચાલક શ્રી. નટવરલાલ વીમાવાળાએ 'કુમારમાળા'[૩] પણ શરૂ કરી છે. ગૂજરાતી બાળસાહિત્યમાં 'ગાંડિવ'નાં પુસ્તકો જુદી જ ભાત પાડે છે.

'રસિક' ઉપનામથી જાણીતા કવિ વિઠ્ઠલરાય મ. આવસથીએ 'બાળ સંવાદો તથા નાટકો' ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વગેરે વિદ્યાની શાખાઓના અભ્યાસમાં મદદરૂપ થઈ શકે તેવી દૃષ્ટિથી લખેલ છે. આપણી શાળાઓમાં હજુ 'નાટય પદ્ધતિ' દાખલ થઈ જ નથી. તે રસિક પદ્ધતિ દાખલ કરવા માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડે તેવું છે. આ જ લેખક કૃત 'બાળ વિજ્ઞાન અને ભૂગોળની વાતો' માં ભૂગોળ અને વિજ્ઞાન સંબંધી અદ્યતન માહિતી સરળ અને રોચક શૈલીમાં આપવામાં આવી છે.

શ્રી. મૂળશંકર પ્રેમજી વ્યાસે (અમદાવાદ) સોરઠી ભૂમિમાંથી ચૂંટેલાં 'કથાકુસુમો' બાળકોને ગમી જાય તેવાં છે.

'ફોરમ'—લહરી ૬ થી ૯ માં (શારદાપ્રસાદ વર્મા) બાળકો સમજી શકે તેવી રીતે આપણા દેશના મહાપુરુષોના જીવનપ્રસંગો આપવામાં આવ્યા છે. બાળકો માટે વાર્તાઓ ઉપરાન્ત જીવનચરિત્રો, પ્રવાસ, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે અનેક વિષયોનાં પુસ્તકોની જરૂર છે, એમ ધીમે ધીમે આપણા બાલસાહિત્યસર્જકોને સમજાતું જાય છે, એ સંતોષની વાત છે. આ પુસ્તકમાં ફાર્બસ સિવાયનાં સર્વ જીવનચરિત્રનાં પાત્રો હિંદીઓ છે, અને ફાર્બસને પણ દલપતરામના મદદગાર તરીકે તેમની સાથે મૂકેલ છે, તે જોઈ આનંદ થાય છે.

---

૨ ગમ્મતિકા, જાપાનિકા, વિજ્ઞાનિકા, ભીષ્મ, ફળકથા, વગેરે

૩ ગોરીલાનો પ્રેમ (દીનુભાઈ જોશી), પુચ્છડિયાના પ્રદેશમાં (રમણલાલ સોની)

આપણા દેશમાં માત્ર રાજકીય પરતંત્રતા જ નથી, સંસ્કારની પરાધીનતા યે છે. દેશભક્તિ અને વીરતાનાં દૃષ્ટાંત તરીકે આપણે ઝાંસીની મહારાણી કે ટીપુ સુલતાનને નહિ મૂકીએ, પણ જોન ઑફ આર્ક કે વિલિયમ ટેલ જેવા પરદેશીને જ મૂકીશું. આ ગુલામી માનસ એટલું બધું વધી ગયું છે કે, આપણી સર્વ મહાન હિલચાલોનો જશ પણ કોઈ ગોરા સાહેબને ન આપીએ ત્યાં સુધી આપણને નિરાંત થાય નહિ. સતીનો ચાલ બંધ કરાવનાર મુખ્યત્વે તો રાજા રામમોહન રાય, પણ તેનો જશ બેન્ટિકને. કોંગ્રેસ સ્થાપનાર વ્યોમેશચંદ્ર બેનર્જી વગેરે અનેક હિંદીઓ, પણ સુવર્ણ મહોત્સવ પ્રસંગે સ્મારક સ્થાપવાની વાત ચાલે છે હ્યુમનું.* ઇંગ્રેજી યુગના જે હિંદીઓનાં જીવન આ ગ્રંથમાં આપ્યાં છે તે ગગા ઓઝા, જમશેદજી ટાટા, જયકૃષ્ણ ઇન્દ્રજી, ઝંડુ ભટ્ટ વગેરે જગતના અન્ય તે જ ક્ષેત્રના મહાપુરુષો કરતાં કોઈ રીતે ઊતરતા ન હતા એવી ખાત્રી વાંચકને આ વૃત્તાંતો વાંચતાં થાય છે. અને, અમે ગણાવ્યા તે મહાપુરુષો તો વળી ગૂજરાતીઓ જ છે, તે વિશેષ આનંદની વાત છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ‘કિશોર ચરિત્રમાળા’ માં પ્રસિદ્ધ કરેલ બારેબાર પુસ્તકો પરદેશીઓનાં જીવનચરિત્રો વિષે છે તે, ઉપર દર્શાવેલાં કારણોથી, અમને ઠીક લાગ્યું નથી. આપણા દેશમાં સાધુઓનો ક્યાં તૂટો પડી ગયો છે કે, ‘રશિયાનો સાધુ’ ટોલસ્ટોય શુકનમાં જ લેવો પડયો ? પરદેશીઓના ચરિત્રોનો બહિષ્કાર કરવાની વાત નથી, પણ દયાનંદ, રામતીર્થ, રામકૃષ્ણ, વિવેકાનંદ, રાજચંદ્ર વગેરે હિંદી સાધુઓ વિષે આપણાં બાળકો કંઈક જાણે પછી પરદેશીઓ વિષે જરૂર ભલે જાણે. તે જ પ્રમાણે બીજા સર્વ વિષે કહી શકાય.

* આ વાત પડતી મુકાયાનો સંતોષ હવે મળ્યો છે.

× એડિસન, કાર્નેગી, ફ્રાન્કલિન, ગાર્ફિલ્ડ, લિંકન, વોશિંગ્ટન, ફૉસેટ, ટોલસ્ટોય, બૂકર ટી. વોશિંગ્ટન, ગેરિબાલ્ડી, ટેલ, ફૉર્ડ.

## ઇતિહાસ અને જીવનચરિત્ર

ઇતિહાસ અને સંશોધનના વિષયમાં એક મૂલ્યવાન ગ્રન્થ આ વર્ષે મળ્યો છે, તે 'ખંભાતનો ઇતિહાસ'. શ્રી. રત્નમણિરાવ ગૂજરાતના ઇતિહાસના ખાસ અભ્યાસી છે. તેમનું લખેલું 'ગુજરાતનું પાટનગર' અમદાવાદ વિષેનું અમૂલ્ય પુસ્તક છે. આ પુસ્તક તેમણે ખંભાતના નવાબ સાહેબની આજ્ઞાથી રચ્યું છે. તેમાં પ્રાચીન કાળથી માંડીને આજ સુધીનો ખંભાતનો ઇતિહાસ ઊંડા અન્વેષણપૂર્વક રજૂ કરવામાં આવ્યો છે. વળી, અત્યારના ખંભાતનો પરિચય પણ વિસ્તારથી આપ્યો છે. પ્રસિદ્ધ વ્યક્તિઓ અને જોવા લાયક સ્થળોના ચિત્રોથી સુંદર રૂપરંગવાળા આ પુસ્તકની શોભામાં તથા ઉપયોગિતામાં વૃદ્ધિ થઈ છે. ખંભાતના ઇતિહાસ સિવાયની બીજી પણ કેટલીક આનુષંગી ઐતિહાસિક ચર્ચાઓ લેખકે આ પુસ્તકમાં કરી છે.

'અર્વાચીન ગૂજરાતનું રેખાદર્શન' એ નામથી શ્રી. હીરાલાલ પારેખે ૧૮૦૧ થી ૧૮૫૭ સુધીના સમયનો ગૂજરાતનો ઇતિહાસ લખવાની યોજના કરી છે તેનો પ્રથમ ખંડ પ્રસિદ્ધ થયો છે. તેમાં ભૂમિકારૂપે તે સમયના કેટલાક મહાપુરુષો, મોટા બનાવો અને રાજકીય, સામાજિક તથા કેળવણીની સ્થિતિ વિષે અનેક સાધનોની મદદથી ઉપયોગી માહિતી આપવામાં આવી છે.

શ્રી. પારેખે શ્રી. પ્રાણલાલ દેસાઈના સહકારથી બીજું પણ ઐતિહાસિક પુસ્તક આ વર્ષે આપ્યું છે—તે 'અમદાવાદ મ્યુનિસિપાલિટી શતાબ્દિ ગ્રંથ.' ઈ. સ. ૧૯૩૫માં અમદાવાદ મ્યુનિસિપાલિટી સ્થપાયાને સો વર્ષ થયાં તે નિમિત્તે ઉત્સવ કરવામાં આવ્યો હતો. તેને અંગે આ પુસ્તક પ્રસિધ્ધ કરવામાં આવ્યું છે. તેમાં સામાન્ય વાંચકોને રસ પડે તેવી રીતે મ્યુનિસિપાલિટીનો ઇતિહાસ તથા તેની વિવિધ પ્રવૃત્તિઓની માહિતી આપવામાં આવી છે. અમદાવાદના પ્રાચીન સ્થાપત્ય અને કલાનાં દશ્યોનાં તથા અન્ય ચિત્રો મૂકી પુસ્તકને આકર્ષક બનાવવામાં આવ્યું છે.

'ઇતિહાસ દર્શન' એ શ્રી. ધૂમકેતુએ બે ખંડ અને બાર પુસ્તકોમાં આપણા દેશના ઇતિહાસનું દર્શન કરાવવાની યોજના ધારી છે તેના બીજા ખંડનું પ્રથમ પુસ્તક છે. તેમાં કેટલાક છૂટક ઐતિહાસિક પ્રસંગો આપ્યા છે. શ્રી. ધૂમકેતુએ છેક પ્રાચીન કાળથી બ્રિટિશ સમય સુધીના ઇતિહાસમાંથી આકર્ષક પ્રસંગો લઈ સાદી, સીધી, સચોટ રીતે મૂકી દીધા છે. કયાંઈક ભૂતકાળની સાથે વર્તમાનની સરખામણી પણ કરી છે. અનેક પાઠ્ય પુસ્તકો ગોખવાથી ન થઈ શકે તેવું ઇતિહાસનું દર્શન આ લઘુ પુસ્તક વાંચવાથી સહેજે થઈ જાય તેમ છે.

દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ 'મિરાતે અહમદી'નું ભાષાન્તર આપવા માંડયું છે. તેના વોલ્યૂમ બીજાનો ત્રીજો ખંડ આ વર્ષે બહાર પડયો છે. ગૂજરાતના ઇતિહાસનું આવું ઉપયોગી પુસ્તક સરળ ભાષાન્તરરૂપે દી. બ. ઝવેરી જેવા અભ્યાસીદ્વારા પ્રાપ્ત થાય છે તે આનંદનો વિષય છે. આ ગ્રંથમાં માત્ર ઐતિહાસિક બનાવોનું જ વર્ણન નથી. તે સમયની સામાજિક સ્થિતિ વિષે પણ લેખકે તેમાં ઘણું જાણવા જોગ આપ્યું છે.

'રશિયાનું ઘડતર' (શ્રી. બબલભાઈ મહેતા)એ. જે. સૅકના 'The Birth of the Russian Democracy' પુસ્તકના આધારે લખાયું છે. આજે સૌની મીટ રશિયા તરફ મંડાઈ છે. તે વખતે ઈ. સ. ૧૯૧૭ની ક્રાન્તિ પહેલાંના સો વર્ષ દરમિયાન રશિયાએ કેવી રીતે સ્વાતંત્ર્યની લડત ચલાવી, તથા તેમાં કયા વીરો અને વીરાંગનાઓ મરણિયા થઈ ઝૂઝયા તેનો આ રોમાંચક ઇતિહાસ આપણને આ સમયે પ્રેરણા આપનાર થઈ પડે તેવો છે.

શ્રી. મગનલાલ ગજ્જરે લખેલી પુસ્તિકા 'તાજ પોષી'માં ઇંગ્લાંડના રાજકર્તાઓના રાજ્યારોહણના પ્રસંગોની માહિતી આપવામાં આવી છે,

પંડિત જવાહરલાલ નેહરુએ જેલમાંથી પોતાની પુત્રીને પત્રોના રૂપમાં લખેલ જગતના ઇતિહાસના ઇંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર ‘તવારીખની તેજછાયા’ રાણપુરના ‘સૌરાષ્ટ્ર કાર્યાલય’ તરફથી પ્રસિદ્ધ થવા માંડયું છે. મૂળ પુસ્તક બે મોટા ભાગમાં છે. આ ભાષાન્તર લગભગ બાર નાના ભાગમાં પ્રસિદ્ધ કરવાની યોજના છે. તેમાંથી પાંચ ભાગ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થઈ ચૂકયા છે. જગતના ઇતિહાસનું દિગ્દર્શન કરાવવા ઉપરાન્ત ફૅસિઝમ, સામ્યવાદ, સામ્રાજ્યવાદ વગેરે પ્રશ્નોની જીવંત શૈલીમાં ચર્ચા કરતો આ મહાગ્રંથ સુવાચ્ય અનુવાદદ્વારા ગૂજરાતી વાંચકોને પહોંચાડવા માટે પ્રકાશકોને ધન્યવાદ ઘટે છે.

જીવનચરિત્રનાં પુસ્તકો પાંચ છે: શ્રીમદ્‌ની જીવનયાત્રા (શ્રી. ગોપાળદાસ જીવાભાઈ પટેલ), સત્યાગ્રહી ગેરીસન (શ્રી. ચુનીલાલ બારોટ), ઍડોલ્ફ હીટલર (શ્રી. લક્ષ્મીદાસ દાણી), શિવાજીની બા (શ્રી. જ્યોતિ), અને રેખાચિત્ર (શ્રી. લીલાવતી મુનશી). શ્રીમદ્ રાજચંદ્ર ‘શ્રાવક, છતાં શ્રાવક અને વૈષ્ણવના વાડાની પાર જઈ પ્રાણીમાત્ર સાથે અભેદ સાધનારા, મોક્ષને કિનારે પહોંચેલા છતાં, ધનપ્રાપ્તિની શક્તિ છતાં ધનપ્રાપ્તિ માટેનાં સાહસ છોડી ઈશ્વરપ્રાપ્તિ માટેનાં સાહસ સાધનારા, આધુનિક જમાનાના એક ઉત્તમોત્તમ દિવ્યદર્શન કરનારા, પુરુષ હતા. તેવા મહાપુરુષનું જીવન ક્યારનું ય લખાવું જોઈતું હતું. તે મોડું મોડું પણ પ્રસિદ્ધ થાય છે તે જોઈ આનંદ થાય છે.

ગેરીસન છાપખાનાનો બીબાં ગોઠવનાર મજૂર હતો, પણ ગુલામી નાબૂદ કરવાની લડતમાં અગ્રેસર તરીકે ભાગ લઈ જગવિખ્યાત થયો. તેનું પત્ર ‘લિબરેટર’ જગતના પત્રકારિત્વના ઇતિહાસમાં નિઃસ્વાર્થ વીરતાના નમૂના સરખું છે. તે લખે છે તે પ્રમાણે ડરપોકો, દહીંદૂધમાં પગ રાખનારાઓ અને અધમ જનોએ એમ માનવાનો ઢોંગ કર્યો કે, તે ગાંડો થઈ ગયો હતો, પણ તે હથેલીમાં

માથું લઈ છેવટ સુધી ઝૂઝયો અને અંતે વિજય તેને આવી મળ્યો. આ સાચા સ્વાતંત્ર્યવીરના જીવનમાં આપણને આ સમયે પ્રેરણા આપે તેવું ઘણું છે.

'શિવાજીની મા'માં રાષ્ટ્રવીર શિવાજી મહારાજનાં માતુશ્રી જીજીબાઈનું જીવનચરિત્ર સરળ પણ આલ્હાદક શૈલીમાં આપવામાં આવ્યું છે. 'રેખાચિત્રો'ની આ નવી આવૃત્તિમાં ત્રણ વિભાગો છે. કેટલાંક રેખાચિત્રો નવાં ઉમેર્યાં છે, પણ પહેલા વિભાગની તાજગી ફરી આવી શકી નથી. જર્મનીના નાઝી સરમુખત્યાર હિટલરનું ચરિત્ર જર્મનીની અત્યારની રાજકીય પરિસ્થિતિ સમજવા માટે ઘણું ઉપયોગી થઈ પડશે. લેખકે હિટલરની સરમુખત્યારીનું રહસ્ય બરાબર સમજાવ્યું છે કે તે જર્મન સ્વમાનની મૂર્તિ છે.

## શિક્ષણ અને પાઠય પુસ્તકો

શિક્ષણ વિષે વિચાર કરતાં પાંચ પુસ્તકો મળ્યાં છે, અને તે સર્વ 'શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવને' પ્રસિદ્ધ કર્યાં છે, અને શ્રી. ગિજુભાઈએ લખ્યાં છે.

'પ્રાથમિક શાળામાં કલાકારીગરીનું શિક્ષણ' બે ખંડમાં પ્રસિદ્ધ થયું છે. પહેલા ખંડમાં ચિત્ર અને સંગીત એ કલા, તથા બીજા ખંડમાં રેંટિયો, શીવણ અને ભરતગૂંથણ, માટીકામ, કાગળ અને કાતર, રંગોળી તથા બંગલા મિર્કનો એ કારીગરીના શિક્ષણને પ્રાથમિકમાં કેવું સ્થાન આપવું જોઈએ, અને તે શી રીતે, તેનો વિચાર અત્યંત સરળ શૈલીમાં અને વહેવારુ દૃષ્ટિથી કરવામાં આવ્યો છે. 'માબાપોના પ્રશ્નો', 'માબાપ થવું આકરું છે' અને 'શિક્ષક હો તો'માં માબાપો અને શિક્ષકોને વાતોની ઢબમાં માર્ગદર્શન કરાવ્યું છે. પ્રાથમિક શિક્ષણના સંબંધમાં શ્રી. ગિજુભાઈને ગૂજરાતમાં પ્રમાણભૂત ગણી શકાય. તેમણે માત્ર વાંચ્યુંવિચાર્યું જ નથી, પણ શિક્ષણ સંબંધી પ્રયોગો કર્યા છે, અને તેમની આ વિવિધ પ્રવૃત્તિ હજુ ચાલુ છે. એટલે, તેમના વિચારો પ્રાથમિક

શિક્ષણના કાર્યમાં રસ લેતા સૌ કોઈએ અવશ્ય જાણવા જોઈએ. તેમાંથી તેમને ઘણી ઉપયોગી સૂચનાઓ અને તેથી પણ વધારે કીમતી પ્રેરણા મળશે.

પાઠ્ય પુસ્તકોમાં રાજકોટના શ્રી. બેચરજી મેઘજી તરફથી મળેલ શ્રી પોપટલાલ અંબાણીકૃત ભૂગોળનાં પુસ્તકો ખાસ ગણનાપાત્ર છે. ગૂજરાત, મુંબઈ ઇલાકો, હિંદુસ્તાન અને પૃથ્વી વિષેનાં તેમનાં પુસ્તકો પુષ્કળ શ્રમ અને કાળજીપૂર્વક લખાયાં છે. ભૂગોળમાં, સામાન્ય રીતે, નામોની યાદીઓ ગોખાવવી એ જ જૂની પદ્ધતિ હતી. તેથી પાઠ્ય પુસ્તકો અરસિક બનતાં અને વિદ્યાર્થીઓ તે વિષયથી કંટાળતા. શ્રી. અંબાણીએ ભૂગોળના વિષયને સર્વત્ર જીવનની સાથે જોડવાનો પ્રયત્ન કર્યો છે; તેથી, તેમનાં પુસ્તકો વિદ્યાર્થીઓને ભૂગોળના વિષયમાં રસ ઉત્પન્ન કરાવે તેવાં બન્યાં છે. ચિત્રો, નકશા, પ્રશ્નો વગેરે છૂટથી મૂકવામાં આવ્યા છે, તેથી પુસ્તકોની ઉપયોગિતામાં ઉમેરો થયો છે.

આ જ પ્રસિદ્ધકર્તાઓ તરફથી શ્રી. મંજુલાલ રણછોડદાસ મજમુદારે સંપાદન કરેલ 'ગુજરાતી સાહિત્ય પરિચય' (પુસ્તક બીજા)ની સુધારેલી આવૃત્તિ મળી છે. શ્રી. મંજુલાલ ગૂજરાતી સાહિત્યના સારા અભ્યાસી છે. એટલે, તેમનો આ સંગ્રહ વિદ્યાર્થીઓને ગૂજરાતી સાહિત્યનો પરિચય કરાવવામાં ઘણો ઉપયોગી થઈ પડશે.

આવો જ બીજો સંગ્રહ 'સાહિત્ય દર્શન' (ભાગ ૧થી ૩) શ્રી. અંબાલાલ નૃ. શાહ તરફથી બહાર પાડવામાં આવ્યો છે. શ્રી. અંબાલાલ નવલકથાલેખક તરીકે જાણીતા થયા છે. વળી, તે ગૂજરાત વિદ્યાપીઠના ભાષાવિશારદ છે. તેમણે તૈયાર કરેલાં આ પુસ્તકો માધ્યમિક શાળાના ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓની જરૂરિયાતોને બરાબર પહોંચી વળે તેવા છે.

'મુનશી પાઠાવલિ' એક નવી જ દિશા ઉઘાડે છે. છૂટક છૂટક લેખકોના સંગ્રહો આપણે ત્યાં થયા છે, પણ આ પ્રમાણે એક જ

લેખકનાં લખાણોમાંથી વિદ્યાર્થીઓના ઉપયોગ માટે કરેલી ચૂંટણીનું આ પહેલું જ પુસ્તક છે. તે માટે તેના પ્રકાશક શ્રી. આર. આર. શેઠ અને સંગ્રાહક શ્રી. સોમાભાઈ પટેલ બન્ને ધન્યવાદને પાત્ર છે. શ્રી. મુનશી અર્વાચીન ગૂજરાતના મહાન લેખક છે, એ નિર્વિવાદ છે. પ્રજાના નવા આદર્શો ઘડવામાં એમના સાહિત્યનો ફાળો ગણના કરવા યોગ્ય છે. એટલે, તેમનાં લખાણોનો પરિચય વિદ્યાર્થીઓને થાય એ જરૂરનું છે. એવી સગવડ આ પુસ્તકથી મળે છે. આ જ પ્રમાણે સ્વ. ગોવર્ધનરામ, નવલરામ, મણિલાલ વગેરે મહાસ્વામીઓનાં ઉત્તમ લખાણોના સંગ્રહ થાય તો તે અભ્યાસીઓને ઘણા ઉપયોગી થઈ પડે.

## આકરગ્રંથો

આકરગ્રંથો ચાર છે. તેમાંથી ત્રણ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ પ્રસિદ્ધ કર્યા છે. ચોથો 'સંદેશ ડિરેક્ટરી' અમદાવાદના લોકપ્રિય દૈનિક 'સંદેશ'ના સંચાલકનું નવીન સાહસ છે.

ગૂજરાતીમાં 'સંદેશ ડિરેક્ટરી' જેવડું મોટું આ પ્રકારનું પુસ્તક હજુ સુધી પ્રકટ થયું નથી. જુદાં જુદાં ગામોના વેપારીઓ વિષેની માહિતી એ તેનું વિશિષ્ટ અંગ છે. દરરોજના વહેવારમાં ઉપયોગી થઈ પડે તેવી અનેક પ્રકારની માહિતી તેમાં વિસ્તારથી આપવામાં આવી છે. આપણા દેશના ઇતિહાસ, ભૂગોળ, રાજકારણ, વેપાર, હુન્નર, કલા, સાહિત્ય વગેરે સંબંધી ઘણી ઉપપોગી માહિતીના ભંડારરૂપ આ મહાન ગ્રંથ પ્રકટ કરવા માટે તેના સંગ્રાહક શ્રી. મંજુલાલ દેસાઈ તથા પ્રકાશક શ્રી. નંદલાલ બોડીવાલા અભિનંદનને પાત્ર છે. આ જાતનું આ પ્રથમ જ પુસ્તક હોવાથી તેમાં કેટલીક માહિતીની ભૂલો તથા કેટલીક બાબતો રહી ગઈ લાગે એ સ્વાભાવિક છે. પણ, આવી ઝીણી ભૂલોને આવાં મોટાં કામની કદર કરવામાં આડે આવવા દેવી જોઈએ નહિ.

શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી ત્રણુ કોડી અને દસ વર્ષની મર્યાદા તો દસકાથી વટાવી ગયા છે, છતાં તેમની સાહિત્યસેવા હજુ ચાલુ છે તે જોઈ ખરેખર આનંદ થાય છે. શ્રીયુત નંદલાલ ડેના મૂળ ઇંગ્રેજી પુસ્તક પરથી સુધારાવધારા કરી તેમણે 'ભૌગોલિક કથાકોષ'નો (પ્રાચીન અને અર્વાચીન) પહેલો ભાગ તૈયાર કર્યો છે.

શ્રી. હરિલાલ રંગીલદાસ માંકડ વિરચિત 'વહાણુની પરિભાષા' ગૂજરાતી ભાષામાં આ પ્રકારનું પહેલું જ પુસ્તક છે. લેખકે અનેક પુસ્તકો વાંચીને તથા જાતે તપાસ કરીને ગૂજરાતના જુદા જુદા ભાગમાં પ્રચલિત વહાણવટાના શબ્દો એકઠા કર્યા છે. અને, તેના અર્થ સમજાવ્યા છે. શ્રી. માંકડની એવી માન્યતા છે કે, હિંદી વહાણવટું અતિ પ્રાચીન અને સ્વયંભૂ છે, તેથી તેમણે દરેક પરદેશી જેવા દેખાતા શબ્દની પણ સંસ્કૃત વ્યુત્પત્તિ શોધી કાઢવા આગ્રહ રાખ્યો છે. શબ્દોની વ્યુત્પત્તિ અને અર્થ ઉપરાન્ત ઇંગ્રેજી પર્યાયો પણ આપવામાં આવ્યા છે. વળી, અનેક ચિત્રો પણ સામેલ કરવામાં આવ્યા છે. અભ્યાસીઓને આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે. દરક શાળા અને કોલેજમાં તેની નકલ અવશ્ય હોવી જોઈએ.

શ્રી. હીરાલાલ ત્રિ. પારેખે તૈયાર કરેલું 'ગ્રંથ અને ગ્રંથકાર'નું છઠ્ઠું પુસ્તક આગલાં પાંચ પુસ્તકોના જેવું જ મૂલ્યવાન છે. તેમાં વિદ્યમાન ગ્રંથકારોના જીવનપરિચય ઉપરાન્ત નવલરામ, ભોગીન્દ્રરાવ વગેરે વિદેહ સાક્ષરોનાં ચરિત્રો પણ આપવામાં આવ્યાં છે. ઈ. સ. ૧૯૨૪ની સાલની કવિતા, સાહિત્ય, પુસ્તકોની તથા માસિકોના લેખકોની યાદી વગેરે ચાલુ વિભાગો ઉપરાન્ત આ વર્ષે તેમાં ગૂજરાતના ઇતિહાસના અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે તેવાં પુસ્તકોની યાદી અને જૂના દસ્તાવેજોના નમૂના આપવામાં આવ્યા છે. 'ગ્રંથ અને ગ્રંથકાર' છપાવવાનું ગુ. વ. સોસાયટીએ શરૂ કર્યું ત્યારે એક અખતરો હતો, પણ તેની ઉપયોગિતા છેલ્લાં છ વર્ષનાં પ્રકાશનોથી વધારે ને વધારે સ્વીકારાતી આવે છે. એટલે, સોસાયટી

તેને પોતાની પ્રવૃત્તિના એક કાયમી અંગ તરીકે ચાલુ રાખશે તો ગૂજરાતી સાહિત્યના અભ્યાસીઓની સારી સેવા થશે.

**વિજ્ઞાન : હુન્નર : કલા**

વિજ્ઞાનવિભાગમાં નીચેનાં પુસ્તકો મૂકી શકાય: 'સરળ રાજ્યશાસ્ત્ર' (શ્રી જ્યોતીન્દ્ર મહેતા), 'સુવર્ણની માયા (શ્રી. કિશોરલાલ મશરૂવાળા), 'ગુજરાતની વનસ્પતિઓ' (શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય)', 'ખેડૂત પાઠમાળા'-પહેલી ચોપડી (શ્રી. ઇશ્વરલાલ જોષી), 'નારીભિષક્' અને 'માસિક ધર્મ' (શ્રી. ઇશ્વરલાલ વીમાવાળા), 'કેળનો બગીચો' (શ્રી. મગનલાલ ગજ્જર), 'સહાયવૃત્તિ' (શ્રી. નરહરિ પરીખ), 'ઊધઈનું જીવન' (શ્રી. કિશોરલાલ મશરૂવાળા), 'પરણ્યા પછી' (શ્રી. ભાનુ પ્ર. દવે), 'પા—પા—પગલી' (શ્રી. ડાહ્યાલાલ જાની), 'પ્રત્યક્ષ પંચાંગ' અને 'ખગોલગણિત' (શ્રી. હરિહર ભટ્ટ).

'સયાજી સાહિત્ય માળા' માટે લખાયેલું 'સરળ રાજ્યશાસ્ત્ર' આ વિષયનું પ્રથમ જ પુસ્તક છે. તેમાં સામાન્ય વાંચકો સમજી શકે તેવી રીતે રાજ્યશાસ્ત્રના મૂળતત્ત્વોનો વિચાર કરવામાં આવ્યો છે. લેખકે અનેક પુસ્તકોનો આધાર લીધો છે, પણ પુસ્તક તેમની સ્વતંત્ર રચના છે. કોઈ એક ઇંગ્રેજી પુસ્તક લઈ તેનું ભાષાન્તર કરી નાખવાની સહેલી પદ્ધતિ વાંચકોનું કામ મુશ્કેલ બનાવે છે, ત્યારે લેખક માટે મુશ્કેલીથી ભરેલી સ્વતંત્ર પુસ્તક લખવાની પદ્ધતિ વાંચકોને સરળ થઈ પડે છે.

'સુવર્ણની માયા'માં શ્રી. મશરૂવાળા સોનારૂપાના નાણાંના ચલણથી માત્ર તે ધાતુની ખાણના માલીકોને અને રાજ્યોને જ લાભ છે, ત્યારે ખેતીપ્રધાન દેશોની તેથી પાયમાલી થાય છે, એમ દર્શાવે છે. અનાજ વગેરે વસ્તુઓનો લેવડદેવડના સાધન તરીકે ઉત્તમ સાબીત કરી લેખક વહેવારુ પગલાં તરીકે ગ્રામઉદ્યોગની પ્રવૃત્તિ સાથે આ રૂઢિને ઉત્પન્ન કરવાની ભલામણ કરે છે. આપણે ત્યાં એક વખત

આ પદ્ધતિ ખૂબ પ્રચલિત હતી. ખેડૂતો પૈસાનું મોં ભાગ્યે જ જોતા, છતાં તેમનો વહેવાર સારી રીતે ચાલ્યો જતો. પરદેશી રાજ્યતંત્રે ઉત્પન્ન કરેલ રોકડના મોહે તેમની પાયમાલી કરી છે.

'ગુજરાતની વનસ્પતિઓ' એ લેખકે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ શરૂ કરેલી વિજ્ઞાન વ્યાખ્યાનમાળામાં આપેલાં આ વિષય પરનાં ત્રણ ભાષણોનો સંગ્રહ છે. તેમાં શ્રી. બાપાલાલ આપણા દેશની વનસ્પતિઓ વિષે રસિકઉપયોગી માહિતી આપે છે. 'ખેડૂત પાઠમાળા' ખેડૂતોની વસ્તીવાળા અમરેલીના જેશીંગપરાની ખેડૂતશાળાના મુખ્ય શિક્ષકે લખી છે. તેમાં ખેડૂતના જીવનને ઉપયોગી વિષયો, જેવા કે ઊંડી ખેડ, સારાં બી વગેરે વિષયો ઉપર પાઠ આપવામાં આવ્યા છે. 'કેળનો બગીચો' એ નાના પુસ્તકમાં કેળનું વાવેતર અને કેળાંના ઉપયોગ વિષે જાણવા જેવું સર્વ આપવામાં આવ્યું છે. પાંજરાપોળનો રિપોર્ટ પણ, સાહિત્યની દૃષ્ટિથી લખાતો, કેવો રસિક અને ઉપયોગી થઈ પડે તેનું દૃષ્ટાંત વિસાવદાર પાંજરાપોળનો હેવાલ 'પા–પા–પગલી' આપે છે.

હમણાંથી જાતીય વિષયો તરફ ગૂજરાતી જનતાનું ધ્યાન ખેંચાયું છે. પણ, જે સાહિત્ય લખાય છે તેમાં વિજ્ઞાનની દૃષ્ટિને બદલે મોટે ભાગે વાંચકોના મનને બહેકાવે તેવું વધારે જોવામાં આવે છે. 'પરણ્યા પછી'માં શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિને જોઈ સંતોષ થાય છે. તેમાં સ્ત્રીપુરુષના જનનઅવયવો, ઋતુસ્રાવ, દૈહિકમિલન, વંધ્યત્વ, સંતતિનિયમન વગેરે વિષયોની ચર્ચા પૂરેપૂરી છૂટથી છતાં સંપૂર્ણ મર્યાદા જાળવીને કરી છે.

'નારી ભિષક્' પ્રસિદ્ધ 'આર્યભિષક્'માંનો સ્ત્રીઓના રોગો અને તેના ઉપચારો વિષેનો ભાગ છે. નાના પુસ્તકરૂપે છૂટો છપાવેલો આ ભાગ સ્ત્રીઓને ઉપયોગી નીવડશે. કલકત્તાના ડૉ. બી. કે. વાડિયાના ઇંગ્રેજી લેખના આધારે લખાયેલ 'માસિકધર્મ'માં સ્ત્રીઓની 'માસિક માંદગી' વિષે ઉપયોગી ચર્ચા કરવામાં આવી છે. પ્રશ્નની

બન્ને બાજુઓ તપાસી લેખક યોગ્ય નિર્ણય ઉપર જ આવ્યા છે કે, દસ્તાન એ સ્ત્રીદેહની એક સામાન્ય ક્રિયા છે, અને તે બાબતમાં વધારે પડતી ચીવટ રાખવામાં આવે છે તે અજ્ઞાનજન્ય વહેમ છે.

રશિયન ક્રાંતિવાદી લેખક ક્રૉપોટ્કિનના પુસ્તકનું ભાષાન્તર 'સહાયવૃત્તિ' એક મહાન ચર્ચાની એક બાજૂ ગૂજરાતી વાંચકો સમક્ષ રજૂ કરે છે. ડાર્વિને વિકાસવાદથી સાબિત કર્યું કે, જગતમાં જબરા જ જીવે છે, અને નબળાઓનો નાશ થાય છે. યુરોપીય સામ્રાજ્યવાદને આ દલીલ બહુ ફાવતી આવી. આફ્રિકા, અમેરિકા, એશિયાની નબળી પ્રજાઓનો નાશ યુરોપીય સામ્રાજ્યવાદના ધસારાને લીધે થાય તો તેમાં કોઈનો દોષ કાઢવા જેવું નથી. એ તો અસલ વૈજ્ઞાનિક સિદ્ધાન્તાનુસાર જ થાય છે. ક્રૉપોટ્કિને દર્શાવ્યું છે કે, જગતમાં જીવનકલહ ચાલી રહ્યો છે, તે જ પ્રમાણે સહાયવૃત્તિ પણ વ્યાપક સ્વરૂપમાં ફેલાયેલી છે. આ પ્રમાણે એક વિઘાતક વૈજ્ઞાનિક વહેમને દૂર કરી ક્રૉપોટ્કિને સામાજિક નીતિનો પાયો મજબૂત કર્યો છે. આપણા વાઙ્મયમાં ડાર્વિનવાદ વિષે લગભગ કાંઈ જ લખાયું નથી; પણ, પ્રેમ અને અહિંસા વિષે આપણે ત્યાં ખૂબ વિચાર કરવામાં આવ્યો છે, અને અહીં તેને જ વૈજ્ઞાનિક દૃષ્ટિથી ટેકો આપવામાં આવ્યો છે. વળી, શ્રી. નરહરિભાઈએ અનુવાદ સરળ ભાષામાં કર્યો છે, એટલે સામાન્ય વાંચકને આ પુસ્તક સમજવામાં મુશ્કેલી પડશે નહિ. સહાયવૃત્તિથી એક નાનું જંતુ પણ કેવી રીતે જીવનસંગ્રામમાં ટકી રહ્યું છે તે 'ઊધઈનું જીવન'માં દેખાય છે. 'The Life of the white ant' ના આ અનુવાદમાં માત્ર શુષ્ક શાસ્ત્રીય માહિતી જ નથી; પણ, મનુષ્યજીવન વિષે પણ તેમાં ઊંડું ચિંતન કરેલું છે, છતાં પુસ્તક નવલકથાની માફક વાંચી જવાય તેવું રસિક છે.

છેલ્લાં બે પુસ્તકો શ્રી. હરિહરભાઈના ખગોલ ગણિતના અભ્યાસનાં ફળ છે. અત્યારના પ્રચલિત પંચાંગો ભૂલોથી ભરેલાં છે; કારણ,

આપણા જ્યોતિષીઓએ પ્રત્યક્ષ આકાશનું નિરીક્ષણ કરવાનું છોડી દીધું છે. આવાં શરમજનક પંચાંગો નભાવી લેવાની જરૂર નથી. શ્રી. હરિહરભાઈએ પ્રત્યક્ષ આકાશની સાથે બરાબર મળી રહે તેવી ગણત્રીવાળું પંચાંગ બનાવ્યું છે; તેનો સર્વત્ર સ્વીકાર થવો જોઈએ. 'ખગોલ ગણિત' એ દશ ભાગ બહાર પાડવાની યોજનાનો બીજો ભાગ છે. તેમાં સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો તથા સૂર્યની છાયા ઉપરથી સમય, અક્ષાંશ અને રેખાંશ વગેરે બાબતોનું ગણિત આપ્યું છે.

વિજ્ઞાનનાં પુસ્તકો તરીકે ગણાવેલાં કેટલાંક ખેતી વગેરેનાં પુસ્તકો હુન્નરનાં પણ કહી શકાય. હુન્નર-વિજ્ઞાનના સગવડિયા મથાળા નીચે નામાંના પુસ્તકો મૂકીશું. સુતરની શરાફી નામાંની સ્કૂલના માસ્તર શ્રી. ઝીણાભાઈ નીછાભાઈ ગણદેવીકર તરફથી 'વ્યાજગુરૂ અને હુંડી શિક્ષક' તથા 'નામાંનો મહેતાજી'ના બે ભાગ મળ્યા છે. પુસ્તકોના વિષયો નામો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. શ્રી. ઝીણાભાઈ અનુભવી શિક્ષક છે, અને તેમણે આ પુસ્તકો એવી સારી રીતે તૈયાર કર્યાં છે કે, તેની મદદથી ઘેર રહી આ વિષયો શીખી શકાય.

કલા વિભાગમાં સંગીત, ચિત્ર અને કલાવિવેચનનાં પુસ્તકો મળ્યાં છે. તેમાં પ્રથમ સંગીતનાં ત્રણ પુસ્તકો જઈx લઈશ.

તેમાં પ્રથમ સ્થાન 'ઉત્તર હિંદુસ્તાની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના'ને આપવું જોઈએ. આ પુસ્તક વડોદરાની 'અખિલ ભારતીય સંગીત પરિષદ્'માં ઈ. સ. ૧૯૧૬માં પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડેએ આપેલ ઇંગ્રેજી વ્યાખ્યાનનો અનુવાદ છે. (અનુ. કર્તા શ્રી. સુંદરલાલ ગાંધી). પંડિત ભાતખંડેના ભાષણમાં ઈ. સ. ૩૦૦ થી અત્યાર સુધીમાં ઉત્તર હિંદુસ્તાની સંગીત ઉપર લખાયેલા ૧૫-૨૦ સંસ્કૃત અને હિંદુસ્તાની ગ્રંથોનું તેમની ઉપયોગિતાનિરુપ-

---

x આ વિવેચનના કાર્યમાં મને 'ગૂજરાત મહિલા પાઠશાળા'ના સંગીતના અધ્યાપક, મારા મિત્ર, પ્રૉ. વિષ્ણુકુમાર અત્રેએ મદદ કરી છે. તે માટે હું તેમનો આભારી થયો છું.

યોગિતાની દૃષ્ટિથી વિદ્વત્તાભરેલું વિવેચન કરવામાં આવ્યું છે. છેવટે, વ્યાખ્યાતાએ, પ્રચલિત સંગીતને પોતે શાસ્ત્રબદ્ધ શી રીતે બનાવ્યું. તેનો વિગતવાર ઇતિહાસ આપ્યો છે. પ્રસ્તાવનામાં શ્રી. રસિકલાલ પરીખે પંડિત ભાતખંડેનો જીવનપરિચય આપી તેમના સંગીતજ્ઞાન અને પ્રચલિત સંગીતને શાસ્ત્રીય પાયા ઉપર દૃઢ કરવામાં તેમણે લીધેલ અથાક, નિઃસ્વાર્થ પરિશ્રમનો વિગતવાર ઉલ્લેખ કરેલ છે. એ રીતે આ પ્રસ્તાવના પુસ્તકનો એક અત્યંત મહત્ત્વનો વિભાગ ગણી શકાય.

'સંગીતકીર્તન–પદ્ધતિ' (શ્રી. ચંપકલાલ નાયક) વૈષ્ણવ મંદિરોમાં ગવાતાં કીર્તનોનો શાસ્ત્રીય રીતે અભ્યાસ કરનારાઓને ઉપયોગી થઈ પડે તેવું પુસ્તક છે. શ્રી. ચંપકલાલ અમદાવાદના શ્રી. દ્વારકાધીશના મંદિરમાં કીર્તનની સેવા કરે છે. એટલે, આ વિષયમાં તેમની ખાસ યોગ્યતા છે, એમ કહી શકાય. પુસ્તકના ચાર વિભાગ પાડયા છે. પહેલા ભાગમાં શ્રુતિ, સ્વર, થાટ વગેરેની શાસ્ત્રીય માહિતી સરળતાથી સમજાય તેવી રીતે આપી છે. બીજા વિભાગમાં જુદા જુદા અડતાળીસ અલંકાર તાલબદ્ધ આપ્યા છે. ત્રીજામાં પંદર જાણીતા રાગોની સારીગમો અને ખાસ કરીને કીર્તનમાં ગવાતા પદો નોટેશન સહિત આપ્યા છે. લેખક પોતે શ્રી. ભાતખંડેની નોટેશન પદ્ધતિ સ્વીકારી છે એમ કહે છે. પણ, પુસ્તકમાં આપેલ નોટેશનમાં શ્રી. ભાતખંડેનાં ચિહ્નો (કોમલ માટે આડી લીટી–જેમકે રે, ને તીવ્ર માટે ઊભી જેમકે મં કયાંય દેખાતાં નથી. તેથી પુસ્તકમાં આપેલ ભૈરવ, કલ્યાણ, બિલાવલ, ભૈરવી વગેરે રાગોના સ્વરો એક સરખા જ દેખાય છે. આ પુસ્તકનો બીજો ભાગ બહાર પડવાનો ઉદ્દેશ છે, તેમાં આ વસ્તુ તરફ ધ્યાન આપવાની જરૂર છે. ચોથા વિભાગમાં મંદિરમાં જુદા જુદા પ્રસંગે –જેમકે, મંગલા, આરતી, શૃંગાર, ભોગ, શયન, વગેરે–ગવાતાં કીર્તનો આપ્યાં છે.

શ્રી. બાપાલાલ દવે અનુભવી સંગીતશિક્ષક છે. તેમનું પુસ્તક

'સંગીતવિનોદ' શાળાઓમાં અભ્યાસ કરતાં બાળકો માટે રચવામાં આવ્યું છે. તેમાં હાલમાં લોકપ્રિય થઈ પડેલી પ્રો. ભાતખંડેની શાસ્ત્રીય નોટેશન પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પુસ્તકના અંતે વાંચનમાળાની બાળપોથીથી સાતમી ચોપડી સુધીનાં અને કન્યાવાંચનમાળાનાં ત્રણ પુસ્તકોનાં કાવ્યોના છંદ, રાગ અને તાલ આપેલ છે. આ પ્રમાણે આ પુસ્તક શિક્ષકો અને વિદ્યાર્થીઓને ઘણું મદદરૂપ થઈ પડે તેવું છે.

બે સુંદર ચિત્રસંગ્રહો આપણને આ વર્ષે મળ્યા છે : 'જીવન-મંગલ' (શ્રી. કનુભાઈ દેસાઈ), અને 'રંગરેખા' (શ્રી. સોમાલાલ શાહ). ચિત્રસંગ્રહોને કોઈ વાંઙ્મય ગણવાની જ ના કહે, કારણ તેમાં વાણી નથી. પણ, શબ્દો નથી માટે શું આ ચિત્રોમાં વાણી નથી ? શબ્દો કરતાં બલવત્તર અને ઉચ્ચતર વાણી આ રંગ અને રેખાઓના ચિત્રસંગ્રહોમાં છે. પણ, હું તેના વિષે વિવેચન કરવાનું સાહસ નહિ કરું. માત્ર એટલું જ કહીશ કે, આ બન્ને ગૂજરાતી ચિત્રકારોએ ગૂજરાતી કલાની કીર્તિ ગૂજરાતની બહાર પણ ફેલાવી છે. શ્રી. સોમાલાલ શાહનું અહલ્યાનું ચિત્ર 'કલ્યાણ' માસિકે પ્રસિદ્ધ કરી ખૂબ વખાણ્યું હતું, અને 'હંસ'માં એક હિંદી લેખકે શ્રી. સોમાલાલની પ્રશંસા મુક્ત કંઠે કરી છે. તેજ પ્રમાણે પ્રેમચંદજીકૃત 'કર્મભૂમિ'ના ગૂજરાતી ભાષાન્તરનાં શ્રી. કનુભાઈનાં ચિત્રો વિષે લખતાં '**હંસ**'ના વિવેચકે લખ્યું હતું: "ગૂજરાતકે માન્ય છાયાચિ-ત્રકાર શ્રી કનુ દેસાઈને મુખ્ય મુખ્ય પાત્રો કે ચિત્ર ખીંચે હૈ, જિન્હે દેખકર 'કર્મભૂમિ' કે પાત્રો કે વ્યક્તિત્વકા ભાન હો આતા હૈ, ઔર લેખક કી સજીવ અનુભૂયમાન કલ્પનાકી પરિપકવતાકા જ્ઞાન હોતા હૈ. હિન્દી 'કર્મભૂમિ'સે ઇસકે ઠાઠ અધિક સમૃધ્ધ હૈ ઇસસે ગૂજરાતી પ્રકાશનકી ચારુ રુચિ ઔર સમ્પન્નતા દીખ પડતી હૈ. હિન્દી પ્રકાશનોમેં જો પાત્રચિત્ર નિકલતે હૈ, વે લેખકકે નહીં, ચિત્ર-કારોંસે પ્રાપ્ત પ્રતીત હોતે હૈ. કાશ, હિન્દી સંસારમેં કનુ દેસાઈ

હોતે!" શ્રી કનુભાઈએ પાત્રોનાં અને પૂંઠા તથા જૅકેટ પરનાં ચિત્રો દોરી આ વર્ષનાં ગૂજરાતી પુસ્તકોના રૂપરંગમાં અજોડ ફાળો આપ્યો છે એ વાત પણ અહીં જ નોંધી લઈશ.

સાથિયાની એક પુસ્તિકાની નોંધ પણ અહીં જ સ્થાને થઈ પડશે. 'સ્ત્રી શક્તિ' ગ્રંથમાળાની આ ચોપડી 'નવા સાથિયા'માં શ્રી. ઈશ્વરલાલ વીમાવાળાએ ચોવીસ નવા સુંદર સાથિયાના નમૂના આપ્યા છે.

કલાવિવેચનની બે નાની પુસ્તિકાઓ જ મળી છે. રાજકોટમાં ભરાયેલ શ્રી. સૌરાષ્ટ્ર તરુણ લલિત કલા પ્રદર્શનના પ્રમુખસ્થાનેથી આપેલ વ્યાખ્યાન 'કળાનો મહિમા'માં, શ્રી. વિશ્વનાથ ભટ્ટ બુદ્ધિ અને ઊર્મિ વચ્ચેનો વિસંવાદ નાબૂદ કરવાની કલાની શક્તિનો મહિમા દર્શાવે છે. બીજી પુસ્તિકા 'નૃત્યકલા' ડૉ. હરિપ્રસાદ દેસાઈએ હેવલૉક એલિસના 'ડાન્સ ઑફ લાઈફ'ના દોહનરૂપે લખેલી છે.

## ચિંતન : બોધન

આ વર્ગમાં પ્રથમ સ્થાન ગાંધીજીનાં બે પુસ્તકોને સહેજે મળે: 'ગાંધીવિચારદોહન' અને 'ધર્મમંથન.' પહેલા પુસ્તકમાં ગાંધીજીના ધર્મ, સમાજ, સત્યાગ્રહ, સ્વરાજ્ય, ખાદી, કેળવણી વગેરે વિષયો પરના વિચારો શ્રી. મશરૂવાળાએ એકત્ર કર્યા છે. શ્રી. મશરૂવાળાએ આ નાના પુસ્તકમાં ઘણું સમાવ્યું છે. તેમાં ભાષા જો કે સંપાદકની છે, પણ વિચારો ગાંધીજીના જ છે. તે વિષે મહાત્માજીએ જાતે જ શરૂઆતમાં ખાત્રી આપી છે. શાળા, પાઠશાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે અને ઇતર વાચન માટે આ પુસ્તકનો બહોળો પ્રચાર થવો જોઈએ. પરદેશી વિચારોનો અવ્યવસ્થિત મારો અત્યારે આપણા ઉપર કારમો થઈ રહ્યો છે. તે સમયે આપણા સર્વશ્રેષ્ઠ રાષ્ટ્રવિધાયકના વિચારો આવી સારી રીતે ગોઠવીને મૂકવા માટે શ્રી. મશરૂવાળાનો આભાર માનવો ઘટે. 'ધર્મમંથન'માં ગાંધીજીના ધર્મવિષયક લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ બહુમૂલ્ય પુસ્તક વિષે અત્રે કાંઈ

વધુ ન કહેતાં એટલું જ કહી શકાય કે, મહાત્માજીની મહત્તા સાબિત કરવા માટે આ એક ગ્રંથ પણ બસ છે.

આપણા પ્રાન્તના મહાન વવેચક, વિચારક અને કાર્યક ત સ્વ. સર રમણભાઈના ધાર્મિક અને સામાજિક વ્યાખ્યાનો અને લેખોના સંગ્રહનો બીજો ભાગ–'ધર્મ અને સમાજ' (ભાગ બીજો)–આપણા અલ્પધન નિબંધસાહિત્યમાં અગત્યનું સ્થાન લેશે.

શ્રી. નાનાભાઈએ મહાભારતનાં પાત્રોની ગ્રંથમાળા પૂરી કર્યાં પછી રામાયણનાં પાત્રો વિષે લખવાનું શરૂ કર્યું છે. તે ગ્રંથમાળાના પ્રથમ પુસ્તક 'સીતા' પછી બીજું પુસ્તક 'રાવણ' આ વર્ષે મળે છે. જૂની વસ્તુને આડંબર વિનાની સરળ પણ જીવંત શૈલીથી રસિક બનાવવાની કળા શ્રી. નાનાભાઈને સાધ્ય છે, તે આમાં પણ દેખાય છે,

સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ ગૂજરાતના સમર્થ મૌલિક વિચારક હતા. તેમણે શક્તિનો સંદેશો આપવાનો પ્રયત્ન અનેક પુસ્તકોદ્વારા જીવનભર કર્યો હતો. તેમના ભાઈ શ્રી. શકરાભાઈ તરફથી મળેલ નવીન પુસ્તક 'માયાની છાયામાં' આ જ સત્યનું રૂપકદ્વારા પ્રતિપાદન કરે છે. સ્વ. વાડીલાલ મહાન જર્મન ચિંતક નિત્શેના પ્રશંસક અને અભ્યાસી હતા, એટલે તેમનાં પુસ્તકોમાં તેની અસર જોવામાં આવે છે. પણ, સ્વ. વાડીલાલનું પોતાનું વ્યક્તિત્વ એટલું મહાન હતું કે, તેમની સ્વતંત્ર વિચારણાની સરખામણીમાં આ અસર અલ્પ ગણાય. તેમનાં જૂનાં પુસ્તકોની નવી આવૃત્તિઓ થયેલી તેમાંથી પણ કેટલાંક પુસ્તકો મળ્યાં છે. તેમની નવલકથા 'મૃત્યુના મ્હોમાં અથવા અમૃતલાલનું અદવાડિયું'માં તેમણે બતાવ્યું છે કે, 'જિંદગીને વધુમાં વધુ સક્રિય, ગતિમાન, સાહસિક, કૂદકા–મારતી, નાચતી અને ગાન ગાતી બનાવવી એ જ મુક્ત દશા છે.' આ વીરધર્મ સમજાવવા માટે તેમણે નવલકથાના સ્વરૂપનો ઉપયોગ કર્યો

છે, પણ કથાના કલાકાર થવાની આ ચિંતકને બિલકુલ પરવા નથી. તેમને તો અમુક સત્ય કહેવું છે, અને તે તેમણે બરાબર કહ્યું છે. 'આર્યધર્મ'માં, શરૂઆતમાં કહ્યું છે તે પ્રમાણે, વીસમી સદીનાં આર્ય અને આર્યો ઘડનાર સંસ્કારો વિષે વિચાર છે. આર્યધર્મ એટલે વીર-ધર્મ. પ્રસ્તાવનાના નીચેના શબ્દો પુસ્તકનું રહસ્ય સ્પષ્ટ રીતે સમજાવે છે: 'હું ફરી ફરીને કહું છું—અનુભવથી કહું છું-ઊંડા વિચાર પછી કહું છું કે, નીતિઓ નહિ, બળ જ બચાવી શકે; અને, બળ અંતઃ-કરણના ચારે અંગોનું. બળવાન જ દયા કરી શકે, બળવાન જ શીલ પાળી શકે, બળવાન જ ચોરવાને બદલે આપવામાં આનંદી શકે. અને, ધર્મ બીજું શું વધારે કહે છે?'

ગીતા ઉપર બે પુસ્તકો લખાયાં છે: 'ગીતામન્થન' (શ્રી. મશરૂવાળા), અને 'ભગવદ્‌ગીતાની સમાલોચના' (શ્રી. લવજી ઝીણા માસ્તર). ગીતા ઉપર અત્યાર સુધીમાં સેંકડો પુસ્તકો લખાયાં છે, છતાં શ્રી. મશરૂવાળાના પુસ્તકને અમે અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ; કારણ, શ્રી. મશરૂવાળા સ્વતંત્ર વિચારક છે, અને આ પુસ્તકમાં તેમણે જેમ બને તેમ સરળ રીતે અને સંપૂર્ણ વિસ્તા-રથી ગીતાનું રહસ્ય સમજાવ્યું છે. બીજું પુસ્તક પરમહંસ સોઽહં સ્વામીના બંગાળી પુસ્તકનું ભાષાન્તર છે. શ્રી. લવજીભાઈ ખોજા ગૃહસ્થ છે; છતાં, તેમણે હિંદુ તત્ત્વજ્ઞાનનો ઘણો સારો અભ્યાસ કર્યો છે. સિત્તેર વર્ષની વયે ગીતાની સમાલોચનાનું ભાષાન્તર કરવા માટે એક મુસ્લિમ ગૃહસ્થ તૈયાર થાય તે, લેખક પોતે જણાવે છે તે પ્રમાણે, એક આશ્ચર્યકારક ઘટના છે. પણ, અમે તે તરફ માત્ર આશ્ચર્યથી જ જોતા નથી. અમને તેમાં સાનંદાશ્ચર્ય લાગે છે. ભાષાન્તર સર્વ રીતે સફળ થયું છે. પુસ્તકનો વિષય ગહન છે. પણ, મૂળ લેખકના વિચારો ઘણા સ્પષ્ટ છે, અને ભાષાન્તરકારે તે જેમ બને તેમ સરળ ભાષામાં ઉતા-રવા પ્રયાસ કર્યો છે તેથી તેમાં પ્રવેશ કરતાં જિજ્ઞાસુઓને મુશ્કેલી પડે તેમ નથી.

'અખંડ દર્શન' અને 'આર્ષદષ્ટિ'માં શ્રી. જમિયતરામ આચાર્યે પરમાત્માનું સત્ય સ્વરૂપ, અને તેનું અખંડ દર્શન કઈ રીતે થઈ શકે તે ગીતા, ઉપનિષદાદિ ગ્રંથોના સમર્થનથી વિશદ રીતે દર્શાવ્યું છે.

શ્રીમન્મધુસૂદન સરસ્વતી વિરચિત 'પ્રસ્થાન ભેદ'નું સટીક ભાષાન્તર વિસ્તૃત પ્રવેશક સાથે શ્રી. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજીએ કર્યું છે. 'પ્રસ્થાન ભેદ' મહિમ્નસ્તોત્રના સાતમા શ્લોકની ઉપરની ટીકારૂપે જ છે, છતાં તેનું મૂલ્ય ઘણું છે. તેમાં વૈદિક અને સ્માર્ત સાહિત્યના મુખ્ય ગ્રંથોનું વિવેચન કરી સર્વ શાસ્ત્રો કેવી રીતે પરમાત્મા વિષે બોધ આપે છે તે બતાવ્યું છે.

ગઈ સદીના બે મહાન ધર્મસંસ્થાપકોનાં પુસ્તકોને સાથે લઈશ: 'શિક્ષાપત્રી–અર્થદીપિકા' (શ્રી. માધવલાલ કોઠારી), અને 'કુમાર સત્યાર્થ પ્રકાશ' (શ્રી. વલ્લભદાસ રત્નસિંહ મહેતા). તેમાંનું પ્રથમ સ્વામીનારાયણ સંપ્રદાયનું શ્રેષ્ઠ પુસ્તક છે. એ નાનકડા પુસ્તકમાં શ્રી. સહજાનંદ સ્વામીએ પોતાના અનુયાયીઓને જીવનનાં સર્વ ક્ષેત્રોમાં ઉપયોગી થઈ પડે તેવો બોધ આપ્યો છે. 'શિક્ષાપત્રી' ઉપર શ્રી શતાનંદ મુનિએ સંસ્કૃતમાં અર્થદીપિકા નામે ટીકા લખી છે. તે ટીકા તથા મૂળ ગ્રંથનું આ ભાષાન્તર સત્સંગીઓને અને અન્ય જિજ્ઞાસુઓને ઘણું ઉપયોગી થશે. મૂળ સંસ્કૃત ગ્રંથના શ્લોકો અને તેની ટીકા બન્ને સરળ ભાષામાં લખાયેલું છે. શ્રી. માધવલાલે તેનું ભાષાન્તર પણ એવી જ સાદી ભાષામાં કર્યું છે. 'શિક્ષાપત્રી'નો બોધ માત્ર ધાર્મિક જીવન સંબંધમાં જ નથી, દરરોજના સાંસારિક કર્તવ્યો વિષે પણ તેમાંથી ઘણું શીખવાનું મળે છે. એટલે, આ મહાન પુસ્તકની ભલામણ અમે સર્વ કોઈને નિઃસંકોચ કરીએ છીએ.

બીજું પુસ્તક જેના વિષે પણ આ જ પ્રમાણે કહી શકાય એવા એક સદ્ગ્રંથનું દોહન છે. આર્યસમાજના સ્થાપક ઋષિ દયાનંદ સરસ્વતીએ રચેલ 'સત્યાર્થપ્રકાશ' અતિ ઉચ્ચ કોટિનો ગ્રંથ છે.

તેમાં રહેલાં મહાન સત્યો વિદ્યાર્થીઓ સમજી શકે તેવી સરળતાથી આ પુસ્તકમાં રજૂ કરવામાં આવેલ છે. આ જાતના પુસ્તકનો બીજો પણ ઉપયોગ છે. અત્યારે આર્ય પ્રણાલી પ્રમાણે શિક્ષણ આપનારાં કેટલાંક ગુરુકુલો ગૂજરાતકાઠિયાવાડમાં છે. ત્યાંના બ્રહ્મચારીઓને પાઠ્ય પુસ્તક તરીકે આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે.

ધાર્મિક વિષયનું હવે એક જ નાનકડું પુસ્તક રહે છે: 'ઉપનયન સંસ્કાર' (શ્રી. દિનેશ નર્મદાશંકર ત્રિવેદી). આ નાનકડી પુસ્તિકામાં જનોઈનું રહસ્ય સમજાવવામાં આવ્યું છે.

હવે અર્વાચીન ધર્મનો વિચાર કરતાં ત્રણ પુસ્તકો સાથે લઈશ: 'સત્યમય જીવન' (શ્રી. કિશોરલાલ મશરૂવાળા), 'સર્વોદય અને સામ્યવાદ' (શ્રી. નરહરિ પરીખ) અને 'બોલ્શેવિઝમ અને બીજી વાતો' (રાજાજી). એ સર્વમાં ગાંધીવાદ અને સામ્યવાદની ચર્ચા છે. 'સત્યમય જીવન' લાર્ડ મોર્લીકૃત 'On Compromise' ના શ્રી. મહાદેવ દેસાઈએ કરેલ અનુવાદ 'સત્યાગ્રહની મર્યાદા'ના વિવેચનરૂપે મૂળ લખાયું હતું. પાછળથી તેમાં સુધારાવધારા કરી શ્રી. કિશોરલાલભાઈએ આપણા જીવનના કોયડાઓનો ઉકેલ કઈ રીતે કરવો એ દર્શાવવા માટે સ્વતંત્ર પુસ્તકના રૂપમાં જ મૂક્યું છે. લેખકે મહાત્માજીના શબ્દોમાં સત્યનિર્ણયની ચાવી આપી દીધી છે કે, 'જે જે કોયડા આપણી સામે આવીને ઊભા છે, તેમાં આપણે સત્યનું પાલન કરીએ તો કઠણ અવસરોમાં શું કરવું તેની ખબર આપણને એની મેળે પડી રહેશે.' 'સર્વોદય અને સામ્યવાદ'માં શ્રી. નરહરિભાઈ ગાંધીજીના સિદ્ધાંન્તોને સર્વોદયનું નામ આપી તેની સરખામણી રશિયન સામ્યવાદની સાથે કરે છે. ગાંધીજીનો સર્વોદય અહિંસક છે, ત્યારે સામ્યવાદ હિંસક છે. સર્વોદય કુટુંબને પ્રાધાન્ય આપે છે. સામ્યવાદ કુટુંબસંસ્થાનો નાશ કરવા માગતો નથી, પણ તેનો નાશ થાય તેમાં તેને કાંઈ વાંધા જેવું લાગતું નથી. સામ્યવાદીઓ યંત્રને ઘણું મહત્ત્વ આપે છે; ગાંધીજી યંત્રની વિરુદ્ધ નથી, પણ યંત્રની ઘેલછાની વિરુદ્ધ

છે. લેખક દર્શાવે છે કે, બન્નેના ઉદ્દેશોમાં મળતાપણું છે, પણ સાધનોમાં આ પ્રમાણે ભેદ છે. તટસ્થ રીતે વિચાર કરતાં એમ જ લાગે છે કે, ગાંધીવાદ સામ્યવાદનું તરંગી પૂર્વરૂપ જ છે. ત્રીજા પુસ્તકનું નામ બરાબર નથી. વાતો એટલે વાર્તાઓ એવો જ આપણે સામાન્ય રીતે અહીં અર્થ કરીએ. પણ, અહીં તો chatsના અર્થમાં તે વાપર્યો છે, એટલે 'વાર્તાલાપ' શબ્દ અહીં યોગ્ય લાગે છે.

આવા જ પ્રકારના એક બીજા ગ્રંથને અહીં મૂકી દઉં. ટૉલસ્ટૉયના પુસ્તકના અનુવાદ 'ત્યારે કરીશું શું?' માં (શ્રી. નરહરિ પરીખ અને શ્રી. પાંડુરંગ વાળામે) ગરીબાઈના પ્રશ્નનો વિચાર બળતા હૃદયે કરવામાં આવ્યો છે. જમીનદારી અને મૂડીવાદની જે અન્યાયી પ્રથાએ રશિયામાં સામ્યવાદને જન્મ આપ્યો તેનું ઘોર સ્વરૂપ આ પુસ્તકમાં લેખકે સ્પષ્ટ કર્યું છે. તેણે દયાધર્મનો માર્ગ સૂચવ્યો છે, પણ તેના દેશમાં તો તે નિષ્ફળ નીવડ્યો, અને અન્યાયનો સંહાર હિંસક ક્રાન્તિથી થયો. એટલે, રશિયામાં હવે આ પુસ્તકનો કાંઈ ઉપયોગ રહ્યો નથી, પણ આપણા દેશમાં તો હજુ છે. જ્યાં સુધી અહિંસા અને ઈશ્વરમાંથી પીડિતોની શ્રદ્ધા ગઈ નથી ત્યાં સુધીમાં સત્તાધીશોના હૃદયમાં ન્યાયનો સંચાર થાય તો ક્રાન્તિનાં આવતાં પૂર ખાળી શકાય.

શ્રી. કાકા કાલેલકર કૃત 'લોકજીવન'માં ગામડાનાં આરોગ્ય, અર્થશાસ્ત્ર, સમાજવ્યવસ્થા વગેરે વિષયોની સરળ ભાષામાં વહેવારુ ચર્ચા કરવામાં આવી છે. પણ, શ્રી. કાલેલકર ગોરક્ષાની ખાતર ભેંસનો બહિષ્કાર કરવાની ભલામણ કરે છે તે અવહેવારુ લાગે છે. 'ભેંસની અધર્મ્ય હરીફાઈ' બંધ કરવાનો રામબાણ ઉપાય, લેખકના મત પ્રમાણે, એ છે કે, ભેંસના દૂધનો તથા તેમાંથી બનતા પદાર્થોનો ત્યાગ કરવો. આ સૂચનાનો સ્વીકાર થવાનો અમને સંભવ દેખાતો નથી, એટલે ચિંતા નહિ. નહિ તો, બને એવું કે ભેંસરૂપી બકરું કાઢતાં પરદેશી ડબ્બાના દૂધરૂપી ઊંટ પેસી જાય.

'લગ્ન કે પ્રપંચ?'માં શ્રી. નરસિંહભાઈ લગ્નના નામે સ્ત્રીજાતિને થતા અન્યાયો સામેનો પોતાનો પુણ્યપ્રકોપ જુસ્સાદાર શૈલીમાં દર્શાવે છે. કૃત્રિમ ઉપાયોદ્વારા સંતાનનિરોધ કરવા સામે લેખકે સખ્ત વાંધો ઉઠાવ્યો છે. તેમની માન્યતા છે કે, તેથી સ્ત્રીઓને હાનિ થાય છે. પણ, સંતાનવૃદ્ધિ નિરંકુશ રીતે કરવાથી પણ સ્ત્રીઓને જ હાનિ થાય છે. તે માટે બ્રહ્મચર્ય એ એક જ ઉપાય સૂચવ્યો છે. પણ, મોટા ભાગના મનુષ્યો માટે તે ગમે તેટલા ઉપદેશ છતાં અશક્ય જ રહેવાનો.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે 'શ્રી મહારાજા સયાજીરાવ ગાયકવાડ, એઓશ્રીનાં વ્યાખ્યાનો તથા ભાષણો' એ નામે શ્રી સયાજીરાવે ઈ.સ. ૧૮૯૨થી ઈ.સ. ૧૯૩૪ સુધીનાં બેતાળીસ વર્ષોમાં કરેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ પ્રસિદ્ધ કરી ગૂજરાતી સાહિત્યમાં એક અગત્યના પુસ્તકનો ઉમેરો કર્યો છે. કેળવણી, અર્થશાસ્ત્ર, સાહિત્ય, રાજતંત્ર, ધર્મ એમ અનેક વિષયો પરનાં વ્યાખ્યાનોમાં વ્યાખ્યાનકર્તાની દષ્ટિની વિશાળતા, વિદ્વત્તા, સ્વદેશપ્રેમ અને માનવજાતિ પ્રત્યેનો પ્રેમ દેખાઈ આવે છે.

લાઠી સાહિત્ય પરિષદ્ વખતે સ્વીકારાયેલો નિબંધ 'ચબરાકિયાં' (શ્રી. ફિરોજશાહ રુસ્તમજી મહેતા) પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયેલો જોઈ આનંદ થાય છે. ઇંગ્રેજી શબ્દ epigrams માટે શ્રી. ફિરોજશાહે 'ચબરાકિયાં' શબ્દ યોજ્યો છે, અને શ્રી. કાલેલકરના અભિપ્રાય પ્રમાણે આ શબ્દ ઘણી રીતે બંધબેસતો છે. શ્રી. કાલેલકર જેવા દક્ષિણી વિદ્વાને ગૂજરાતીમાં અભિપ્રાય લખ્યો છે, ત્યારે અધ્યાપક દાવર જેવા ગૂજરાતી વિદ્વાને આમુખ ઇંગ્રેજીમાં લખ્યો છે, તે જોઈ ખેદ થાય છે. પુસ્તકના અંતે એકસો એક ચબરાકિયાં આપ્યાં છે તે લોકપ્રિય થઈ પડશે. તેમાંથી એક જ અહીં આપીશ—

સ્ત્રીની દુનિયા તેના હૈયામાં છે;
પુરુષનું હૈયું તેની દુનિયામાં છે.

## પ્રકીર્ણ

વિવેચન, સંપાદન, પ્રવાસ, નિબંધિકા વગેરે અવશેષ વિભાગોને એક મથાળા નીચે છેલ્લે મૂકી દઉં છું.

નિબંધિકાનાં બે જ પુસ્તક છે: 'અમી' (શ્રી. જયેન્દ્રરાય દુર્કાલ) અને 'સૌરભ' (શ્રી. પુરુષોત્તમ ચૌહાણ). શ્રી. દુર્કાલ નિબંધિકાલેખક તરીકે જાણીતા છે. તેમના આ પુસ્તકમાં 'મોરનાં આસું,' 'રાયતું,' 'ભીંડા,' 'વાળ,' 'અંગૂઠો' વગેરે મથાળા નીચે અગંભીર વૃત્તિથી લખવામાં આવ્યું છે. તેમાં બધાં લખાણો એક જ કોટિનાં નથી. 'ચાહની જાતિ' જેવા કેટલાક નિબંધો રસપૂર્વક વાંચી જવાય તેવા છે, તો 'ભીંડા' જેવા કેટલાક વાંચતાં કંટાળો આવે છે. બીજું પુસ્તક 'સૌરભ' પ્રવાસ, વિવેચન, રંગભૂમિ, વગેરે સંબંધી લેખોનો સંગ્રહ છે. લેખોનું વિષયવૈવિધ્ય, મૌલિકતા અને વિચાર તથા શૈલીની નિરાડંબરતા, એક ઉછરતા લેખક માટે, પ્રશંસનીય ગણી શકાય.

પ્રવાસનાં ત્રણ પુસ્તકો છે: 'ટૂંકે ખર્ચે યુરોપ કેમ જશો ?' (શ્રી. રતનશાહ અચારિયા), 'આફ્રિકામાં અગિયાર માસ' (શ્રી. નારાયણજી ડોસાણી) અને 'કાળા પાણીને પેલે પાર' (શ્રી. રામનારાયણ ના. પાઠક).

પહેલા પુસ્તકના લેખક શ્રી. રતનશાહ અચારિયાની મુંબઈની ક્રાફર્ડ માર્કેટમાં પાંચ દુકાનો છે, અને 'ફેવરિટ' તથા 'ફિલ્મ ફેવરિટ' નામનાં બે માસિકો તેઓ ચલાવે છે. તેમણે અનેક વાર્તાઓ પણ લખી છે. આ પ્રમાણે સાહિત્ય અને વેપારમાં આપબળે જ આગળ વધેલા ભાઈ રતનશાહને યુરોપની મુસાફરી કરવાની ઇચ્છા થઈ આવી, અને માત્ર પંદરસો રૂપિયામાં તે વીશ હજાર માઈલની મુસાફરી કરી આવ્યા. તેમણે આ મુસાફરીમાં ૧૧૬ દિવસ ગાળ્યા, જેમાંથી ૨૧ આગબોટમાં ગયા હતા, બાકીના ૯૫ દિવસમાં તેમણે રશિયા સિવાયનું લગભગ આખું જ યુરોપ જોયું. પુસ્તકની શૈલી

રમૂજી છે, અને તેમાં લેખકે અનુભવ તથા વિચારના પરિણામે યુરોપના પ્રવાસીઓને ઉપયોગી થાય તેવી ઘણી માહિતી તથા સૂચનાઓ અને બોધ આપેલ છે.

બીજા પુસ્તકમાં 'સમાજજીવન'ના તંત્રી શ્રી. ડોસાણીએ દક્ષિણ અને પૂર્વ આફ્રિકામાં કરેલા પ્રવાસનું વર્ણન છે. તેમાંથી આ પ્રદેશોમાં વસતા હિંદીઓની, ખાસ કરીને ગૂજરાતીઓની, સ્થિતિ જાણી શકાય છે. આફ્રિકાના અસલ વતનીઓની હકીકત પણ રસિક થઈ પડશે. અંગ્રેજોની રંગભેદની નીતિ હિંદીઓને કેવી રીતે હેરાન કરી રહી છે તે લેખકે બહુ લાગણીપૂર્વક દર્શાવ્યું છે. ત્રીજા પુસ્તકમાં 'પચાસ વર્ષ પછી' એ નવલકથાના લેખક તરીકે પ્રસિદ્ધિ મેળવનાર શ્રી. રામનારાયણ ના. પાઠકે હરિજન ફાળા માટે બ્રહ્મદેશનો પ્રવાસ કર્યો હતો તેનું વર્ણન પત્રોના રૂપમાં આપવામાં આવ્યું છે.

વિવેચનમાં 'સાહિત્યદર્શન' (શ્રી. વિજયરાય વૈદ્ય), 'ગૂજરાત સાહિત્ય સભા'ની ગયા વર્ષની કાર્યવહી, અને 'ગુજરાતી સાહિત્યમાં સોનેટ' (શ્રી. સુંદરજી બેટાઈ) એમ ત્રણ પુસ્તકો છે. 'સાહિત્ય દર્શન' એ શ્રી. વિજયરાયના સાહિત્ય સંબંધી સત્તર પ્રકીર્ણ લેખોનો સંગ્રહ છે. તેમાં સાહિત્યના સ્વરૂપ અને પ્રેરક બળોની વિદ્વદ્‌ભોગ્ય ચર્ચા કરવામાં આવી છે. ત્રણ સાહિત્ય પરિષદો પ્રસંગે અને 'સાહિત્ય સેવકગણ'ની યોજનાને અંગે લખાયેલા પ્રાસંગિક ગણી શકાય તેવા લેખોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. 'સાહિત્ય એ પ્રતિભાવંત માનવ આત્માની સિસૃક્ષાનો રસાત્મક કલાયુક્ત વાણીરૂપે અવિષ્કાર છે, અને તેવો આવિષ્કાર સાર્વત્રિક વિશ્વમાન્ય વિશ્વવ્યાપી માનવભાવોને મૂર્ત કરનારો હોવાથી, સાહિત્ય એકલા પંડિતોના કે એકલા ઉપદેશકોના એવા અમુક જ વર્ગને નહિ પણ જન સમસ્તને પ્રિય લાગે છે.' શ્રી. વિજયરાયની સાહિત્ય વિષેની આવી ઉદાર માન્યતા જોઈ આનંદ થાય છે. પરંતુ, અહીં તેમણે તે જે શબ્દોમાં બતાવેલ છે તે આખી જનતામાંથી કેટલાને સમજાશે?

'સાહિત્ય સભા'ની કાર્યવહીમાં શ્રી. જ્યોતીન્દ્ર દવેના વાર્ષિક વ્યાખ્યાન ઉપરાન્ત બીજા પણ કેટલાક ઉપયોગી અને અભ્યાસપૂર્ણ લેખો મૂકવામાં આવ્યા છે. શ્રી. જ્યોતીન્દ્ર દવેએ શરૂઆતમાં ભોળાભટને સંભારીને 'હું સમાલોચક ક્યારે થયો ?' એમ શંકા દર્શાવી છે. પણ, તેમણે જે વિનોદપૂર્ણ અને ચિંતનયુક્ત વિસ્તીર્ણ વિવેચન કર્યું છે તે પરથી તેમની આ શંકા ખોટી હતી એમ સૌ કોઈ ને ખાત્રી થાય છે. અમને લાગે છે કે, શ્રી. જ્યોતીન્દ્રને પોતાને પણ, પ્રસ્તુત વિવેચન પૂરું કર્યા પછી આવી ખાત્રી થઈ હશે.

હમણાં હમણાં ગૂજરાતી સાહિત્યમાં સૉનેટનું સ્વરૂપ આદર મેળવતું જાય છે. તેની ચર્ચા 'ગુજરાતી સાહિત્યમાં સૉનેટ' એ નાનકડા પુસ્તકમાં શ્રી. બેટાઈએ કરી છે. પુસ્તકને અંતે કેટલાંક સૉનેટ નમૂનારૂપે મૂકવામાં આવ્યાં છે તેથી તેની ઉપયોગિતામાં ઉમેરો થયો છે.

કવિતા-સંપાદનનું એક જ પુસ્તક છે: શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી સંપાદિત રત્નેશ્વરકૃત ભાગવત. શ્રી. કેશવરામ ગૂજરાતી ભાષાના સારા અભ્યાસી છે. તેમના હાથે થયેલું આ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી પુસ્તકનું સંપાદન સર્વથા સંતોષકારક છે.

'આર્થિક ભૂગોળ' (શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ) અહીં સૌથી છેલ્લું આવે છે. પણ, તે ઓછું અગત્યનું નથી. શ્રી. જે. એફ. હોરેબીનના પુસ્તકનું આ ભાષાન્તર જગતની હાલની રાજકીય અને આર્થિક પરિસ્થિતિ સમજવામાં ઘણું ઉપયોગી થઈ પડે તેવું છે. આ જાતનું પુસ્તક ગૂજરાતીમાં હજુ સુધી પ્રસિદ્ધ થયું નથી. જગતના પાંચ મહામંડળો—યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રિટિશ સામ્રાજ્ય, ચીનજાપાન, રશિયન અને ફ્રેંચ મંડળ—વચ્ચે વર્તમાન જગત કેવી રીતે વહેંચાઈ ગયું છે અને ખેંચાઈ રહ્યું છે તેનું લેખકે કરેલું વર્ણન રસિક અને બોધક છે.

## ઉપસંહાર

ઉપસંહારમાં આભારદર્શનનું આનંદદાયક અને ક્ષમાયાચનાનું આવશ્યક કર્તવ્ય બજાવી હું મારું વક્તવ્ય પૂરું કરીશ.

જે જે પ્રકાશકો અને લેખકોએ પોતાનાં પુસ્તકો મને મોકલી આપી મારું કામ સરળ કરી આપ્યું છે તે સર્વનો હું અત્યંત આભારી થયો છું. શ્રી. જીવનલાલ અમરશી મહેતાએ વર્તમાનપત્રોમાં 'સાહિત્ય સભા'ની પુસ્તકો માગવાની પ્રથા વિષે ચર્ચા ઉઠાવી છે, પણ મને તો '૩૪ અને '૩૫ બન્ને સાલનાં પોતાનાં પ્રકાશનો મોકલી આપી અહેશાનમંદ કર્યો છે. તે જ પ્રમાણે શ્રી. આર. આર. શેઠ અને જનરલ બૂક ડિપોવાળા શ્રી. પરમાનંદ ઠક્કરે પણ વર્ષ દરમિયાનનાં પોતાનાં સર્વ પ્રકાશનો મોકલી આપ્યાં છે. શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભુવન ( ભાવનગર ), અંજલિ ગ્રંથમાલા ( કરાંચી ), નવયુગ પુસ્તક ભંડાર અને બેચર મેઘજી ઍન્ડ સન્સ ( રાજકોટ ); સૌરાષ્ટ્ર કાર્યાલય ( રાણપુર ), ગાંડિવ સાહિત્ય મંદિર તથા સ્ત્રી-સાહિત્ય મંદિર ( સુરત ); નવચેતન સાહિત્ય મંદિર, નવી દુનિયા કાર્યાલય, વિદ્યાર્થી વાંચનમાળા, દીવેટીઆ ઍન્ડ સન્સ, ચાલો વિચારીએ ગ્રંથમાળા, ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, પ્રસ્થાન કાર્યાલય ( અમદાવાદ ); 'બહુરૂપી' કાર્યાલય ( રાણપુર ); બાલવિનોદમાળા ( મલાડ ); ચરોતર કેળવણી મંડળ ( આણંદ ); અને અશોક બાલપુસ્તકમાળા ( વડોદરા )—આ સર્વના સંચાલકોએ પોતાનાં વિવિધ અને સંખ્યાબંધ પ્રકાશનો મોકલી મને ઘણી સહાય આપી છે. આ સિવાય બીજાં અનેક નામો રહી ગયાં હશે. વળી, કેટલાક લેખક અને પ્રકાશકબંધુઓને ઉપકારના બદલામાં અપકાર કર્યા જેવું પણ કદાચ મારા વિવેચનમાં થયું હશે.*

---

* ભાઈ ઇન્દુલાલ ગાંધી કૃત 'ખંડિત મૂર્તિઓ'ના એ જ નામના કાવ્ય વિષે મેં લખ્યું છે ( પૃ. ૧૩ ) તેનાથી જુદો જ અર્થ આ કાવ્યમાં છે એમ લેખકભાઈ લખે છે. તેઓ કહે છે કે, તે બાળાએ કલ્પનાભોમમાંથી નવો પતિ ઉપજાવ્યો ન હતો, પણ પુનર્લગ્ન કર્યું હતું. તેમનો

એ સર્વ માટે હું તેમની ક્ષમા યાચું છું. પરીક્ષાની પદ્ધતિ સામે

આ ખુલાસો છાપતાં મને ઘણો આનંદ થાય છે. જો કે એક વખત ફરીથી વાંચી જતાં પણ મને તો તેમણે કહેલો અર્થ ખાસ જણ્યો ન હોય તેને મેં કહ્યો છે એવો જ અર્થ સમજાય એમ લાગ્યું છે.

ફાર્બસ સભા ( મુંબઈ ) તરફથી ૧૯૩૫ ની સાલના પ્રકાશનો આ વિવેચન છાપવા માંડયા પછી મળ્યાં હોવાથી તે વિષે યોગ્ય સ્થળે લખી શકાયું નથી; તે માટે દિલગીર છું. કવિ મધુસૂદન વ્યાસ કૃત 'હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ'નું સંશોધન અને સંપાદન શ્રીયુત શંકરપ્રસાદ છગનલાલ રાવલે પાઠાન્તર, પ્રસ્તાવના અને સમજૂતી સાથે ભારે શ્રમ લઈ કર્યું છે. વિક્રમના સોળમા સૈકાની ભાષા તેમાં મૂળ સ્વરૂપે જળવાઈ રહી છે, એટલે ભાષાશાસ્ત્રની દૃષ્ટિથી આ પુસ્તક અભ્યાસીઓને ઘણું ઉપયોગી થઈ પડશે. 'ગુજરાતના ઐતિહાસિક લેખો' (શ્રી. ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય) એ અતિ મહત્ત્વના બીજા ભાગમાં પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યન્તના લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. શ્રી. આચાર્યે ઉપરથી નીરસ દેખાતા પણ વાસ્તવિક રીતે રસની ખાણ જેવા વિષયના પુસ્તકનું સંપાદન અપૂર્વ ખંત અને કાળજીપૂર્વક કરી ગૂજરાતના ભવિષ્યના ઇતિહાસ લખનારાઓની અને અભ્યાસીઓની મહાન સેવા કરી છે.

તે જ પ્રમાણે શ્રી. ચતુરભાઈ પુરુષોત્તમ પટેલ કૃત 'જૂની ગૂજરાતી ભાષા' વિષે યોગ્ય સ્થળે લખવાનું રહી જવાથી અહીં તે વિષે બે શબ્દો કહીશ. જૂની ગૂજરાતી ભાષાના અભ્યાસીઓ માટે-ખાસ કરીને શરૂ કરનારાઓ માટે-આ પુસ્તક ઘણું ઉપયોગી છે. શ્રી. નરસિંહરાવનાં 'વિલ્સન ફાઈલોલોજિકલ લેક્ચર્સ'ના બે ભાગ અસાધારણ વિદ્વત્તાના નમૂનારૂપ છે, પણ તે આ વિષયમાં થોડો પણ પ્રવેશ કરેલો હોય તેવાઓને જ વધારે ઉપયોગી થઈ શકે તેમ છે. ત્યારે શ્રી ચતુરભાઈનું પુસ્તક આખા વિષયનું સળંગ રીતે પહેલેથી છેલ્લે સુધી સરળ છતાં સચોટ રીતે નિરૂપણ કરે છે. અમે જાણીએ છીએ ત્યાં સુધી આ જાતનું સ્વતંત્ર વિસ્તૃત પુસ્તક આ પહેલું જ છે, અને તે રચવા માટે શ્રી. પટેલને હાર્દિક ધન્યવાદ ઘટે છે.

તો અત્યારે વિદ્યાર્થીઓએ પણ પોકાર ઉઠાવ્યો છે, એટલે મેં આ વિવેચનમાં રીતસર પરીક્ષા લઈને માર્ક આપી નંબર ચડાવવાનો કે પહેલા નંબરનું ઇનામ જાહેર કરવાનો પ્રયાસ નથી કર્યો, તે માટે હું ક્ષમા યાચવાની જરૂર જોતો નથી.

પણ, સૌથી વધુ ઉપકાર તો મારે 'ગૂજરાત સાહિત્ય સભા'નો માનવાનો છે, જેણે મારા આ વર્ષના વાંચનને કાંઈક વ્યવસ્થિત અને સફલ કરવાની, મને આ વિવેચનનું કાર્ય સોંપીને, તક આપી.



# 'પાંત્રીશનું ગ્રંથસ્થ વાઙ્મય'માં વિવેચન કરાયેલાં પુસ્તકોની સૂચિ

# પ્રેમાનંદસુત વલ્લભ

[ તા. ૨૨–૨–'૪૨ ને રવિવારને દિવસે સાંજે સાડાપાંચ વાગતે પ્રો. નવલરામ જ. ત્રિવેદીનું ઉપરના વિષય ઉપર એક જાહેર વ્યાખ્યાન હંસરાજ પ્રાગજી હૉલમાં યોજાયું હતું. શ્રી. ઇંદુમતીબહેન મહેતાની દરખાસ્ત અને શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાના અનુમોદનથી પ્રો. અનંતરાય મ. રાવળે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. આજના વિષય ઉપર બોલતાં પ્રો. ત્રિવેદીએ જે વ્યાખ્યાન આપ્યું હતું તે નીચે પ્રમાણે છે :]

આજના મારા વ્યાખ્યાનનો પહેલો અને છેલ્લો પ્રશ્ન એક જ છે કે, પ્રેમાનંદસુત વલ્લભ નામની કોઈ વ્યક્તિ ગૂજરાતી સાહિત્યમાં થઈ ગઈ છે કે નહિ.

પ્રેમાનંદને વલ્લભ નામે પુત્ર હતો, તે ઘણો ઉદ્ધત હતો, સ્વમાની હતો, મોટો કવિ હતો, તેણે અનેક ગ્રંથો રચ્યા છે, વગેરે વગેરે વાતો ગૂજરાતી સાહિત્યની બાળપોથીઓમાં પણ વાંચવા મળે છે. પણ, એ વલ્લભનો જન્મ ઓગણીસમી સદીના અંતભાગમાં જ થયો છે, અને તેના પિતા પણ પ્રેમાનંદાદિ કોઈ નહિ પણ કોઈ અર્વાચીન સાહિત્યકારો જ છે એમ મારું માનવું છે.

પ્રથમ વલ્લભ વિશેના બાહ્ય પુરાવાઓનો વિચાર કરીએ. જૂના ગૂજરાતી સાહિત્યનું સંશોધન કરી તે પ્રકટ કરવાની શરૂઆત અનેક અર્વાચીન સાહિત્યપ્રવૃત્તિના જનક નર્મદે કરી હતી. નર્મદે પ્રેમાનંદનો દશમસ્કંધ અને નળાખ્યાન તથા દયારામનાં કાવ્યોનો સંગ્રહ પ્રકટ કર્યો, અને ગૂજરાતી કવિઓનાં ચરિત્રો લખ્યાં, તેમાં કોઈ જગ્યાએ તેણે પ્રેમાનંદને વલ્લભ નામે પુત્ર હતો એવો ઉલ્લેખ કર્યો નથી. નવલરામે પ્રેમાનંદના મામેરાની સંશોધિત આવૃત્તિ પ્રકટ કરી, અને દલપતરામે સરકારી કાવ્યદોહનના બે ભાગો પ્રકટ કર્યા. પછીથી આ બે ભાગોના સંપાદનનું કાર્ય મહીપતરામ પાસે આવ્યું.

પણ, આમાંના કોઈ વિદ્વાને પ્રેમાનંદસુત વલ્લભના નામનો ઉલ્લેખ કર્યો નથી. ઇચ્છારામ સૂર્યરામે 'બૃહત્ કાવ્યદોહન'ના આઠ ભાગ પ્રસિદ્ધ કર્યા, અને તે માટે તેમણે ઘણાં સાધનો એકઠાં કર્યાં હતાં, પરંતુ તેમને પણ વલ્લભની કોઈ કૃતિ મળી ન હતી. કોઈ કવિની કૃતિઓ ન મળી આવે તે પરથી જ તે થયો જ ન હતો એમ ન કહી શકાય. ભાસની કૃતિઓ વર્ષો સુધી અંધારામાં રહી અને થોડાં વર્ષો પર જ મળી આવી. આવું બની શકે. પણ, ભાસનો જ દાખલો લઈએ તો ભાસનું નામ તો જાણીતું હતું. એ નામનો કવિ થઈ ગયાના ઉલ્લેખો भासो हासः વગેરે શ્લોકોમાં મળી આવે છે. પણ, અનેક આખ્યાનોના લખનાર આ વિરલ વ્યક્તિત્વવાળા મહાકવિનું નામ પણ કોઈ જાણતા ન હતા. જ્યાં સુધી પ્રાચીન કાવ્યમાલાકારોએ 'આર્યજ્ઞાનવર્ધક'માં ઈ. સ. ૧૮૮૭ માં તેની કેટલીક કૃતિઓની યાદી અને ૧૮૯૦–'૯૧–'૯૨ માં તેની પાંચ કૃતિઓ પ્રકટ કરી ત્યાં સુધી એ માની શકાય નહિ તેવી વાત હતી.

ગૂજરાતીમાં ભાલણની 'કાદંબરી' ઘણાં વર્ષો સુધી અંધારામાં રહી હતી, પણ તે તો એક સામાજિક કૃતિ છે, ધાર્મિક નહિ. ભાલણની ધાર્મિક કૃતિઓ તો અનેક હસ્તલિખિત પ્રતોદ્વારા જાણીતી હતી. 'કાન્હડદે પ્રબન્ધ' ઐતિહાસિક કાવ્ય છે, પણ વર્ષો સુધી જૈન પ્રબન્ધોને મળતું નામ લાગવાથી જૈન પુસ્તકભંડારોમાં તેની હાથપ્રતો દટાઈ રહી હતી. પણ, વલ્લભની સર્વ કૃતિઓ ધાર્મિક વિષયોને લગતી છે; એટલે તે આવી રીતે અવગણનાને પાત્ર બની હોય એમ કહી શકાતું નથી. વળી, ઉપર કહેલી બન્ને કૃતિઓની હાથપ્રતો મળે છે, પણ વલ્લભનાં જે આખ્યાનો પ્રસિદ્ધ થયાં છે તેમાંના એકેની હાથપ્રત મળતી નથી. તેની વિરુદ્ધ જતો આ ઘણો મહત્ત્વનો મુદ્દો છે. 'પ્રાચીન કાવ્યમાળા'નું સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રીએ ઈ. સ. ૧૮૯૦ માં લખ્યું હતું : 'વલ્લભે

કુંતીપ્રસન્નાખ્યાન, યક્ષપ્રશ્નોત્તર, કૃષ્ણવિષ્ટિ, વલ્લભ ઝઘડો, પ્રેમાનંદ કથા, વગેરે ઘણા ગ્રંથો લખેલા છે.'[1] આ જ પુસ્તકમાં તેમણે વલ્લભે નવ રસનાં નવ જુદાં જુદાં કાવ્યો રચ્યાં છે એમ પણ કહ્યું છે. 'પ્રેમાનંદ કથા' અને 'કૃષ્ણવિષ્ટિ' નામનાં અહીં ગણાવેલાં કાવ્યો પ્રસિદ્ધ થઈ શક્યાં નથી, અને તેને બદલે 'મિત્રધર્માખ્યાન' જેનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો નથી તે પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૨૯મા તરીકે પ્રસિદ્ધ થયું છે. 'કૃષ્ણવિષ્ટિ' પ્રસિદ્ધ થયું નથી, પણ સંપાદકોએ તે વાંચ્યું હતું એમ તો લાગે છે! જુઓ તેમના શબ્દો: "તેણે...સામળની 'અંગદવિષ્ટિ' જેવું 'કૃષ્ણવિષ્ટિ' નામનું પુસ્તક લખીને સામળને છક્કડ ખવરાવી છે. ફક્કડ કવિ વલ્લભ પોતાના તે ગ્રંથમાં લખે છે કે, 'સામળ! વાનરાને વિષ્ટિકાર ઠરાવીને રાજકાજના દાવપેચ વર્ણી શકાતા નથી તે પણ તું સમજી શકતો નથી અને તેમ છતાં કવિપદ ધારણ કરી બેઠો છે! પણ, દાવપેચની મૂર્તિરૂપ કૃષ્ણને વિષ્ટિકાર વર્ણવીને હું તારા કાવ્યને છક્કડ ખવરાવું છું તે તું જો!'"[2] આવું સરસ કાવ્ય છપાવવાનું છોડી દઈને 'મિત્રધર્માખ્યાન' જેવી શિખાઉની કૃતિ છપાવીને પ્રસિદ્ધ-કર્તાઓએ છક્કડ ખાધી છે, પણ તેમાં તેઓ કોઈના દાવપેચમાં આવી ગયા હશે એમ જ માનવું જોઈએ.

ઈ. સ. ૧૮૯૦ માં 'દુઃશાસનરુધિરપાન આખ્યાન' છપાવ્યા પછી બીજે વર્ષે[3] વલ્લભનું બીજું પુસ્તક 'યક્ષપ્રશ્નોત્તર' 'માળા'ના ૨૧મા ગ્રંથ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યું. તેના ઉપોદ્ઘાતમાં તેમાં પ્રસ્તુત ગ્રંથવિવેચન ઉપરાન્ત વલ્લભ વિશે જુદું કાંઈ જ કહેવામાં આવ્યું નથી. તે જ વર્ષમાં ૨૭–૨૮–૨૯મા ગ્રંથો તરીકે વલ્લભનાં

૧. દુઃશાસનરુધિરપાન આખ્યાન.

૨. દુઃશાસનરુધિરપાન આખ્યાન.

૩. આ અને પછી દર્શાવેલાં પુસ્તકોમાં છાપ્યા સાલ ૧૮૯૧–'૯૨ લખી છે, તે જરા વિચિત્ર લાગે છે.

'કુન્તીપ્રસન્નાખ્યાન,' 'યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન' અને 'મિત્ર-ધર્માખ્યાન' પ્રસિદ્ધ થયાં. આમાંના કોઈ પુસ્તકમાં વલ્લભ વિશે વધારે માહિતી આપી નથી, અને પછી વલ્લભનો ભંડાર ખૂટી ગયો લાગે છે. તેનું 'પ્રેમાનંદકથા' જેવું જીવનચરિત્રનું પુસ્તક પણ રહી જાય છે એ નવાઈ જેવું લાગે છે. પણ, મોટાં મોટાં નામો તો આપ્યાં પણ પછીથી તે પુસ્તકો છપાવી શકાતાં નથી તેની મુશ્કેલીનો અનુભવ સંપાદકોને થયો હોય એમ, વલ્લભની છેલ્લી પ્રસિદ્ધ થયેલી કૃતિ જોતાં, લાગે છે. સંપાદકોએ તેમાં સામળ અને વલ્લભના ઝગડાનો ઉલ્લેખ કરી લખ્યું છે: 'એ બન્ને વચ્ચેના ઝઘડાનું પુસ્તક વલ્લભે રચેલું છે; તે કોઈ પ્રસંગે બહાર પડશે તો એ વખતની કવિતા સંબંધી તેમ બીજી ઘણી વાતો અજવાળામાં આવશે.'[૪] અહીં શરૂઆતના નિશ્ચિત ઉદ્‌ગારોને બદલે અચોક્કસ ભાવિમાં કદાચ બનનારા બનાવનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ છે.

અહીં ઉપયોગી પ્રશ્ન એ છે કે ભલે અમુક કારણોથી વલ્લભની અન્ય કૃતિઓ ન છાપી શકાઈ, પણ જે કૃતિઓનાં નામો જ માત્ર નહિ, પણ કાંઈક પરિચય પણ સંપાદકોએ આપ્યો છે, એ કૃતિઓની હસ્તપ્રતો ક્યાં ગઈ? ધારો કે તેના માલિકોએ હસ્તપ્રતો વેચવાની ના કહી હતી તો તેની સંપાદકોએ ઉતારાવેલી નકલો ક્યાં ગઈ? અરે, આ કૃતિઓની વાત જવા દઈએ, અને જે પાંચ કૃતિઓ છપાઈ છે તેની પણ હસ્તપ્રતો ક્યાં છે? વડોદરામાં રહી ગૂજરાતી સાહિત્યનું સંશોધન કરનાર પ્રો. મંજુલાલ મજમુદારને મેં આ બાબતમાં પુછાવ્યું હતું, પણ તેમના જેવા ખંતીલા અભ્યાસીઓએ પણ આ પ્રતો ક્યાંઈ જોઈ નથી.

વલ્લભનાં આ પ્રમાણે પાંચ આખ્યાનો, એ વર્ષમાં, પ્રાચીન કાવ્યમાળા'માં પ્રસિદ્ધ થયાં. ત્યાર પછી છેક ઈ. સ. ૧૯૧૯ના

૪. મિત્રધર્માખ્યાન.

જાનેવારીના 'સાહિત્ય'ના અંકમાં હરગોવિંદદાસે 'મારુતિવિજય' નાટકનો ખંડ પ્રસિદ્ધ કર્યો.

વલ્લભની અપ્રસિદ્ધ કૃતિઓ ૧૮ ગણાવવામાં આવી છે. બે —'કૃષ્ણવિષ્ટિ' અને 'પ્રેમાનંદકથા'નો ઉલ્લેખ 'દુઃશાસનરુધિરપાન' આખ્યાનમાં છે; તે તથા તેમાંના એક નાટકનો ખંડ બાદ કરતાં બાકીની નીચે પ્રમાણે છે :

ઉત્તર ગોગ્રહણ, દ્રૌપદીવસ્ત્રાહરણ, કર્ણભીમાખ્યાન, સીતાવિલાસ, રુક્મિણીકૃષ્ણસંવાદ, રતિકામાખ્યાન, સીતાવિલાપ, તારાવિલાપ, કૃષ્ણસ્વધામગમન અને કામજુગુપ્સા.

આ દસ કૃતિઓનાં નામ ઈ. સ. ૧૮૮૭ના 'આર્યજ્ઞાનવર્ધક'ના પૃ. ૨૦૯ ઉપર આપવામાં આવ્યાં છે. વલ્લભની પ્રથમ કૃતિ પ્રકટ થઈ તે પહેલાં ત્રણ વર્ષ ઉપર આપવામાં આવેલી તેની કૃતિઓની આ યાદીમાં તેનાં 'પ્રાચીન કાવ્યમાળા'માં પ્રસિદ્ધ થયેલાં પાંચ આખ્યાનોમાંથી એકેનું નામ નથી તે જાણવા જેવું છે. જ્યારે વલ્લભની કૃતિઓ છપાવા માંડી ત્યારે તેની જાણવામાં આવેલી કૃતિઓ એક બાજુએ જ રહી ગઈ અને નવી જ કૃતિઓ ક્યાંથી નીકળી આવી ? અને, જૂની કૃતિઓ ક્યાં છુપાઈ ગઈ ?

વલ્લભની હવે બાકી રહેતી પાંચ કૃતિઓમાંથી ચારનાં નામ, 'મારુતિવિજય' સાથે, હરગોવિંદદાસે તા. ૨૫–૨–'૯૬ ના રોજ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને લખેલા એક પત્રમાંથી મળી આવે છે. સન ૧૮૯૪–'૯૬માં ગૂ. વ. સોસાયટી અને વડોદરા 'પ્રાચીન કાવ્યમાળા' કમિટી વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો હતો, અને સન ૧૮૯૫-ની આખરે પ્રાચીન કાવ્યમાળાની વડોદરાની ઑફિસ બંધ થતાં હરગોવિંદદાસે ૬૦ ગ્રંથોનાં નામ લખી મોકલ્યાં હતાં, જે ગૂ. વર્નાક્યુલર સોસાયટીએ 'પ્રાચીન કાવ્યમાળા' ઑફિસ તરફથી બહાર પાડ-

વાનાં હતાં. તે દરેકનાં આશરે કેટલાં પૃષ્ઠ થશે એ પણ તેમાં દર્શાવ્યું છે. તેમાં વલ્લભની નીચેની કૃતિઓ ગણાવી છે :

મારુતિવિજય પૃ. ૨૫૦
દૃષ્ટાંતાબ્ધિ પૃ. ૩૦૦
ધૃતરાષ્ટ્રકુરુક્ષેત્ર દર્શન પૃ. ૧૦૦
યુધિષ્ઠિરવૈરાગ્ય પૃ. ૨૦૦
ગદ્યપદ્યસંવાદ પૃ. ૧૦૮

અહીં ગણવામાં બાકી રહી જતી એક કૃતિ 'વલ્લભ ઝગડા'-નો ઉલ્લેખ, પહેલાં દર્શાવ્યું છે તે પ્રમાણે, 'મિત્રધર્માખ્યાન'ના ગ્રંથ-વિવેચનમાં વલ્લભની કૃતિ તરીકે કરવામાં આવ્યો છે. પણ, હરગોવિંદદાસે ગૂ. વ. સોસાયટીને મોકલાવેલી યાદીમાં તેને પ્રેમાનંદની કૃતિ તરીકે ગણાવેલ છે.[૫] તે વાત બાજૂએ રાખીએ. પણ, વધારે ઉપયોગી હકીકત એ છે કે, અહીં હરગોવિંદદાસે ગણાવેલ વલ્લભનાં પુસ્તકોની હાથપ્રતો શું ખરેખર તેમની પાસે હતી ? તો પછીથી તેનો કાંઈ જ પત્તો કેમ નથી લાગ્યો ?

આ પ્રમાણે આપણે જોયું કે, વલ્લભના એકકે ગ્રંથની એકકે હસ્તપ્રત ક્યાંયએ કોઈની પાસે હતી નહિ અને અત્યારે પણ છે નહિ.

હવે, વલ્લભનાં પ્રસિદ્ધ થયેલાં આખ્યાનોમાં કરવામાં આવેલાં કેટલાંક વિધાનોનો વિચાર કરીએ. વલ્લભના જીવનચરિત્રમાં[૬] કહેવામાં આવ્યું છે કે, "વલ્લભની પ્રથમ કૃતિ તેના પિતા પ્રેમાનંદના મિત્ર માધવ વિશે હતી, અને તેનું નામ 'માધવકાવ્ય' હતું. આ લખવામાં તેનો ઉદ્દેશ તેને સારું લગાડવાનો અને પ્રેમાનંદના તથા માધવના અનૃણી થવાનો હતો. પણ, પ્રેમાનંદ આ કાવ્ય જોઈ પ્રસન્ન ન થયા. તેણે વલ્લભના કાવ્યના વિષયને વખોડયો, અને આવી

૫ 'બુદ્ધિપ્રકાશ' (જાન્યુઆરિ, ૧૯૧૧)
૬ દુઃશાસનરુધિરપાન આખ્યાન

ભાટાઈ કરવા માટે ઠપકો આપ્યો. પણ, આ વાત વલ્લભને ગળે ઊતરી નહિ, તેથી તેણે પિતાના અતિ વિનય ઉપર પોતાના મનમાં ટીકા કરી.'' આ પ્રસંગ પછી પ્રેમાનંદ વલ્લભને 'વલ્લભ ભાટ' કહીને બોલાવતો જેથી ખીજવાઈને તેણે 'માધવકાવ્ય'નો નાશ કર્યો.

વલ્લભે 'માધવકાવ્ય'નો નાશ કર્યો એટલે એનાં દર્શન તો આપણને થાય તેમ જ નથી; પણ, આ કાવ્યમાં શું હતું, તે લખવામાં વલ્લભનો હેતુ શો હતો વગેરે વિષયોની સંપાદકોને સારી માહિતી છે તે જોઈ સંતોષ થાય છે. પણ, આ સર્વ તેમણે કયાં આધ્યાત્મિક સાધનોદ્વારા જાણ્યું હશે તેની કલ્પના થઈ શકતી નથી તેથી ખેદ થાય છે. પણ, વલ્લભને પ્રેમાનંદે 'વલ્લભ ભાટ' એવા નામથી બોલાવવા માંડ્યો એ સાંભળનારની મુલાકાત સંપાદકોને થઈ હશે, એટલું જ નહિ, પણ વલ્લભના મનમાં શું હતું તે જાણનારાઓનો પણ પરિચય તેમને થયો હશે એટલું તો આ વાંચનાર સર્વના સમજવામાં આવી શકે તેમ છે.

આવી આવી તો કેંક વાતો આ જીવનચરિત્રમાં છે. પ્રેમાનંદ એક વખત ખુશીમાં બેઠા હતા તે વખતે જઈને વલ્લભે વિનયથી પ્રશ્ન કર્યો કે, વગેરે વગેરે. જેવી રીતે બૉસ્વેલે જહૉન્સનનું જીવનચરિત્ર લખ્યું હતું તેવી રીતે જાણે કોઈએ પ્રેમાનંદની રોજે રોજની હકીકત લખી રાખી હોય એવું આ વાંચતાં નથી લાગતું? કે પછી કોઈ નવલકથા વાંચતા હોઈએ એવું લાગે છે?

હવે આ વિશે ગૂજરાતી વિદ્વાનોના અભિપ્રાય જોઈએ.

પ્રેમાનંદનાં નાટકો પ્રસિદ્ધ થયાં ત્યારે તે બનાવટી છે એવો વિરોધ નરસિંહરાવે ઉઠાવ્યો હતો. પણ, વલ્લભનાં આખ્યાનોને તેમણે સાચાં માની લીધાં. એટલે, નાટકોના પક્ષકારોએ આ આખ્યાનોમાંથી આધારો બતાવીને સાબિત કરવા પ્રયાસ કર્યો કે નાટકો પ્રાચીન છે, કારણ કે અર્વાચીન શબ્દપ્રયોગો, વિચારસરણી, શૈલી વગેરે નાટકોમાં

બતાવવામાં આવે છે તે સર્વ આ આખ્યાનોમાં પણ છે. નાટકોમાં જો આખ્યાનો જેવું છે તો નાટકો પણ વલ્લભનાં જ લખેલાં છે એમ પછીથી પ્રો. ડોલરરાય માંકડે કહ્યું. નરસિંહરાવ અને પ્રો. માંકડનાં વિધાનોને સાથે લેતાં ફલિત થાય છે કે, આખ્યાનો પણ કોઈ અર્વાચીન લેખક-લેખકોની કૃતિઓ છે. પણ, પ્રો. માંકડના પણ પહેલાંથી જ શ્રી. રામલાલ ચુનીલાલ મોદી તો માનતા આવ્યા છે કે આ કાવ્યો અર્વાચીન અને બનાવટી છે. 'વલ્લભનાં કાવ્યો બનાવટી છે, અને તે પ્રેમાનંદના નામે નાટકો લખનારનાં લખેલાં છે, એમ હું ઘણા કાળથી માનતો આવ્યો છું. કાલવ્યુત્ક્રમનો વાંધો સર્વ કરતાં મોટો છે, અને તેથી કાવ્યો પ્રેમાનંદસુત વલ્લભની કૃતિ હોઈ શકે નહિ જ. તે આધુનિક લેખકની બનાવટ છે એમ મારો દૃઢ મત છે. તે સમયે સામળનો સમય નિશ્ચિત થયો નહોતો, એટલે તે કાવ્યોના લેખકે સામળ વિષે ઉલ્લેખ કરેલા છે; પણ, સામળનો સમય નિશ્ચિત થતાં એ બનાવટ હવે ઉઘાડી પડી ગઈ છે. પ્રેમાનંદને વલ્લભ નામનો પુત્ર હતો કે નહિ તેના માટે કંઈ પુરાવો નથી. ...પ્રો. ડોલરરાય પહેલાં હું તો માનું છું કે વલ્લભનાં કાવ્યો અને પ્રેમાનંદનાં નાટકોનો લેખક એક જ છે. એ ઉપરાંત, દ્રૌપદીહરણ અને અષ્ટાવક્રાખ્યાન પણ તેની જ કૃતિ છે.'[૭] પ્રો. મંજુલાલ મજમુદાર પણ વલ્લભનાં આખ્યાનો અને પ્રેમાનંદનાં નાટકોને કોઈ એક જ અર્વાચીન વ્યક્તિની કૃતિઓ માને છે. પ્રો. રવિશંકર જોશીએ લાઠીમાં ભરાયેલ ૧૧મા ગૂજરાતી સાહિત્ય પરિષદ સંમેલનમાં ઇરાદાપૂર્વકના તરકટ તરીકે આ આખ્યાનો વિશે અભિપ્રાય આપ્યો હતો. તેમના આ વ્યાખ્યાનમાં 'કુંતીપ્રસન્નાખ્યાન' વિશે વિસ્તારથી વિવેચન કરી તેમણે પુરવાર કરી આપ્યું છે કે આ કૃતિ અર્વાચીન છે.

આ પ્રમાણે વલ્લભ વિશે પ્રાચીન કાવ્યમાળાના અન્ય સમકાલીન કે પુરોગામી સંશોધકોને કંઈ જ મળી આવ્યું નથી, તેની

૭ લેખકને પત્ર (તા. ૬-૧૨-'૪૧)

કૃતિઓની હસ્તપ્રતો બિલકુલ મળતી નથી, છતાં તે ઉપરથી અનેક વિધાનો કરવામાં આવ્યાં છે જે અપ્રતીતિકર લાગે છે. આ સંબંધમાં જે અભિપ્રાય આપવાના અધિકારી ગણાય તે વિદ્વાનોનો મત સ્પષ્ટ રીતે તેની વિરુદ્ધ જાય છે, એટલે વલ્લભનું અસ્તિત્વ ભૂંસાઈ જાય છે, અને બાકી રહે છે તેની પ્રસિદ્ધ થયેલી કૃતિઓ. હવે તેના વિશે વિચાર કરીએ.

પ્રેમાનંદનાં નાટકો તરકટી હોવાનું ગૂજરાતી સાહિત્યના જાણકારો કહેતા જ હતા, પણ 'પ્રાચીન કાવ્યમાળા'નાં બીજાં પુસ્તકો પણ બનાવટી છે એ માન્યતા ધીરે ધીરે બંધાવા અને દૃઢ થવા લાગી.

'પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક' અને 'પ્રાચીન કાવ્યમાળા'ના આરંભના સમયમાં તેના સંપાદકો એક પછી એક વિધાન કરતા ગયા: કેટલુંક અગાઉથી વિચારીને અને કેટલુંક વગર વિચાર્યે જ. આ પ્રમાણે તેમણે પહેલાં કહ્યું કે સામળ–પ્રેમાનંદ ઝઘડો હતો, અને તે વિશેનું પુસ્તક પ્રેમાનંદ કે વલ્લભે રચ્યું છે. 'પ્રેમાનંદ કવિના વખતમાં સામળભટ્ટ કવિ થયા હતા. તેમની સાથે પ્રેમાનંદને કવિતા વિષે વાદ થયો હતો. કલ્પિત વિષય લઈ તે ઉપર જનરંજન કલ્પના કરવી તે કવિતા કે પુરાતન કથાબીજ લઈને તેને વિસ્તારી વૃક્ષરૂપે કરી અલંકારાદિ વડે તેને નવપલ્લવવાળું અને ચિત્રચમત્કૃતિ વડે તેને પુષ્પવાળું કરી રસાદિકથી પરિપૂર્ણ ધર્માર્થાદિક ફળ આપનારું કરવું તે કવિતા? એ તેમનો તકરારનો વિષય હતો.'[૮] આવાં આવાં કલ્પનાનાં ઘોડાં થોડો સમય દોડાવી શકાયાં, કારણ સામળના સમયની તે સમયે બરાબર માહિતી ન હતી. પણ, પ્રાચીન કાવ્યોનો અભ્યાસ વધતાં સામળની હાથપ્રતોનાં વર્ષો જોવામાં આવ્યાં, અને પ્રેમાનંદ–સામળ ઝઘડો એ કાલની દૃષ્ટિએ અસંભવિત છે એમ માલૂમ પડ્યું.

૮. દુઃશાસનરુધિરપાન આખ્યાન.

સામળના અમુક ગ્રંથોની હરીફાઈમાં પ્રેમાનંદ, વલ્લભ વગેરેએ ગ્રંથો લખ્યા એમ 'પ્રાચીન કાવ્યમાળા'કારો તરફથી કહેવાયું હતું, અને તેના ટેકામાં શ્રી. કેશવલાલ ધ્રુવે કહ્યું હતું: 'અષ્ટાવક્રાખ્યાનમાં સુજાતા કિંવા વિદ્યાવિનોદિનીના વાદદોહદથી જાણે તે સમસ્યાએ રચનારી સામળની વિદ્યાવિલાસિનીનું ગૂઢ ઉપહાસ કરતો હોય એવું ઝીણી નજરે જોનારને લાગ્યા વિના રહેતું નથી. કોડા જેવા મૂર્ખ વિનેચટને પડછે પંડિતાઈમાં પૂરા કહોડનું ચિત્ર પણ સુરેખ હોઈ તેટલું જ ધ્યાન ખેંચે છે.'[૯] પણ, કેશવલાલભાઈની આવી સુંદર કલ્પનાસૃષ્ટિને કાલ કેટલી નિર્દયતાથી વીંખી નાખે છે! વાંચો કેશવલાલભાઈના અભિપ્રાયની સાથે સાથે જ એક અભ્યાસીના આ સ્પષ્ટ શબ્દો: 'પરન્તુ, અષ્ટાવક્રાખ્યાન સં. ૧૭૬૬માં રચાયું હતું, જ્યારે વિદ્યાવિલાસિનીની વાર્તા સંવત ૧૭૭૪ પછી રચાઈ હતી!'[૧૦] આ સંબંધમાં જૂની ગૂજરાતીના આ વિદ્વાન સંશોધક આગળ ચાલતાં લખે છે: "વળી, એમ પણ કહેવાયું હતું કે, સામળની 'ઉદ્યમકર્મ'ની વાર્તા ઉપર પ્રેમાનંદે નીચેના દોહરામાં કટાક્ષ કર્યો છે:

હવે ઉદ્યોગ હિમાયતી! કરવો કવણ ઉપાય?
કર્મ ખરું કહેવું પડે, નિઃસંશય મન માંહ્ય.

પરન્તુ, 'દ્રૌપદીહરણ' રચાયાનો સંવત એ કાવ્યમાં ૧૭૪૫ આપવામાં આવ્યો છે, જ્યારે એ વર્ષમાં તો સામળનો જન્મ પણ સંભવી શકતો નથી. એ બધાં ઉપરાન્ત સામળ સંબંધી સ્પષ્ટ અને શંકાતીત કટાક્ષ તો 'માર્કંડેય પુરાણ'માં છે. સામળના એક છાપામાં નીચે પ્રમાણે બે પંક્તિઓ આવે છે:

શિવપુરાણ સમર્થ, અર્થ જણાવ્યો જેણે,

× × ×

---

૯ પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ: જયંતી વ્યાખ્યાનો પૃ. ૬૯

૧૦ સામળના સમયનો વિચાર: રામલાલ મોદી (કવિ સામળ, પૃ. ૨૨)

વાયુને વશ તરૂણ જ્યમ, ત્યમ શામળે કવિતા કરી.

હવે આ ઉપર 'માર્કંડેય પુરાણ'નો કટાક્ષ જુઓ :

શિવપુરાણ સમર્થ કવિ કહે, વાયુ વશ તર્ણ,
અગાધ ગતિ એવી નહિ મારી, ક્યાં પહાણો ક્યાં પર્ણ ?

લગારે શંકાને અવકાશ રહે છે કે, 'માર્કંડેય પુરાણ' નો કટાક્ષ સામળ ઉપર નથી ? પરન્તુ, બંનેના સંવતો મેળવી જોતાં બહુ આશ્ચર્ય થાય છે. પ્રેમાનંદે 'માર્કંડેય પુરાણ' સં. ૧૭૬૬માં રચ્યાનું તેમાં જણાવેલું છે. જ્યારે સામળનું 'શિવપુરાણ' સં. ૧૮૦૪માં રચાયાનું સાબિત થયું છે !"[૧૦]

તાત્પર્ય કે પ્રેમાનંદ અને સામળ સમકાલીન ન હતા, અને તેમની વચ્ચે ઝઘડો સંભવી શકે નહિ.

પ્રેમાનંદ–સામળ ઝઘડો અસંભાવ્ય ગણાયો એટલે પછી વલ્લભ અને સામળ વચ્ચે ઝઘડો ચાલ્યો હતો એમ ઝગડાની તરફેણ કરનારાઓ કહેવા લાગ્યા. પરંતુ, આ વાદ પણ ખોટો છે એમ ઉપર દર્શાવેલ વિદ્વાને જ બતાવી આપ્યું છે.[૧૧]'યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન'માં:

સર્વગુણસંપન્ન છે; પ્રભુ પૂરા **પ્રેમ**વાળા,
પૂજ પૂરા માનસે, હું **શામળા**, આ વારકા.

અહીં સામળનો સ્પષ્ટ ઉલ્લેખ છે, પણ આ કાવ્ય રચાયું હતું સં. ૧૭૭૧માં અને સામળની કાવ્યપ્રવૃત્તિ તો શરૂ થઈ હતી સં. ૧૭૭૪માં ! વળી 'મિત્રધર્માખ્યાન'માં વલ્લભે સામળ ઉપર આવો કટાક્ષ કર્યો કહેવાય છે:

કવીશ્વર, **પ્રેમ** જેવા, કોક તો અમારા જેવા,
**શામ** લક્ષણવન્તા કો રાયરંક સેવતા;
અજાચક વ્રત તજી, માગણની રીત ભજી,
યજવાનું તે ન યજી, બને મોટા દેવતા !

---

૧૦ એજન

૧૧ સામળના સમયનો વિચાર : રામલાલ મોદી ('સાહિત્યકાર'નો 'સામળ અંક પૃ. ૨૩')

પણ, આ કાવ્ય લખાયું હતું સં. ૧૭૬૦માં, જે સમયે સામળનું વય પાંચ વર્ષનું જ સંભવે! તે જ પ્રમાણે અહીં છેલ્લી બે પંક્તિમાં સામળના આશ્રયદાતા રખીદાસનું સૂચન મનાય છે, પણ સામળે 'બત્રીશ પૂતળી'માં સ્પષ્ટ લખ્યું છે કે રખીદાસે તેને સં. ૧૭૮૫માં સિંહુજ બોલાવ્યો હતો. એટલે કે ઉપર વલ્લભે સાખી કહ્યાની સંવત પછી પચીશ વર્ષે? આ વલ્લભ બીજું કોઈ નહિ પણ મહાન ભવિષ્યવેત્તા હશે એ ચોક્કસ!

આ કાલવ્યુત્ક્રમનાં દૃષ્ટાંતો સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, વલ્લભનાં કહેવાતાં કાવ્યો કોઈ પાછળના સમયમાં થઈ ગયેલ લેખકની કૃતિઓ છે.

આ પ્રેમાનંદ–સામળ ઝગડાની કલ્પના કદાચ દલપત–નર્મદના ઝગડા ઉપરથી ઉત્પન્ન થઈ હોય એવી શંકા શ્રી. રામલાલ મોદી દર્શાવે છે. તે ઉપરાન્ત મને લાગે છે કે, દલપતરામે 'પ્રેમાનંદ ભટની કવિતા સરસ કે સામળની? એવી ચર્ચા 'બુદ્ધિપ્રકાશ'માં કરી હતી[૧૨], તેથી પણ પ્રેમાનંદની કવિતાની સામળના કરતાં સરસાઈ દર્શાવવાનું કેમ સૂઝયું ન હોય? વડોદરામાં વડોદરા સ્ટેટના જ વતની એક ગૂજરાતી—મણિભાઈ જશભાઈ—દીવાન હતા, અને વડોદરા રાજ્યમાં થઈ ગયેલ કવિઓનાં કાવ્યો છપાવવાનો તેમનો ખાસ આગ્રહ હતો; એટલે પછી વડોદરાના પ્રેમાનંદ ભટનાં અનેક અપ્રસિદ્ધ કાવ્યો પણ મળી આવ્યાં; એટલું જ નહિ, પણ એ પ્રેમાનંદનો કવિપુત્ર પણ મળી આવ્યો.

ગમે તેમ પણ એથી શરૂઆતમાં તો આપણી સ્વદેશાભિમાન અને સ્વભાષાભિમાનની વૃત્તિને સારી રીતે સંતોષ થયો. ગુજરાતી ભાષા હિંદની બીજી ભાષાઓની બરાબર થાય નહિ ત્યાં સુધી પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લેનાર પ્રેમાનંદ આપણો ભાષાવીર બન્યો,

---

૧૨ 'બુદ્ધિપ્રકાશ' ડિસેંબર, ૧૮૬૮.

અને પ્રેમાનંદના શિષ્યમંડળમાં બાર તો સ્ત્રીઓ હતી એ જાણી સુધારકોના હૈયામાં કેટલો હર્ષ વ્યાપ્યો હશે ?

પણ, બારીક તપાસ પાસે આ આખું તરકટ વિખેરાઈ જાય છે.

બનાવટી પુસ્તકોમાંથી કેટલાંક ખાસ કરીને નાટકો સંબંધમાં શરૂઆતમાં શંકા ઉઠાવવામાં આવી ત્યારે તેના ટેકામાં બીજાં બનાવટી કાવ્યોનાં પ્રમાણ આપવામાં આવ્યાં. પણ, હવે માલૂમ પડયું છે કે 'પ્રાચીન કાવ્યમાળા'ના લગભગ અરધા જેટલા ગ્રંથો બનાવટી છે, એટલે શંકાને હવે સ્થાન રહેતું જ નથી.

આ આખ્યાનો બનાવટી છે એ અભિપ્રાયને તે દરેકને અંતે આપવામાં આવેલી સંવતની તરકીબ પુષ્ટિ આપે તેમ છે. કાવ્યને અંતે રચનાનો કાલ દર્શાવવા માટે ઠીક લખ્યું હોય એમ દેખાય છે, પણ મળે છે માત્ર વર્ષ જ. જુઓ—

સત્તરસેં સાઠય મધ્ય આ ગ્રંથ બાંધ્યો—**મિત્રધર્માખ્યાન.**

એક સાત સાત એકે, ટેક તોર પૂરો કર્યો—**યુધિષ્ઠિરવૃકોદર-સંવાદાખ્યાન.**

સત્તર સાત અને વળી સાત જ, સાત સુખ્યાત, પ્રશા હું પ્રમાણું—**કુંતીપ્રસન્નાખ્યાન**

સંવત સત્તરમાં આ, એંશી કેરા ઘરમાં આ,
નામધારી વરમાં આ, શક્તિકેરાં શામ છે—**દુઃશાસનરુધિરપાન-આખ્યાન.**

ભૂ, મુનિ વસુ, ભૂમાં આ પૂર્ણાહુતિ છે હુંમાં આ—**યક્ષપ્રશ્નોત્તર.**

૧૭૬૦, ૧૭૭૧, ૧૭૭૭, ૧૭૮૦ અને ૧૭૮૧ એ સંવતનાં વર્ષો અહીં મળે છે, પણ ન મળે માસ, ન મળે પક્ષ, ન મળે તિથિ, કે ન મળે વાર ! જૂના કવિઓ આવી વિગતવાર માહિતી આપ્યા વિના રહેતા નથી.

પણ, એવી વિગતમાં ઊતરે તો તરકટ પકડાઈ જાય. હું માનું છું કે, આ સાવચેતી જેણે સૂચવી તેની બુદ્ધિને ધન્યવાદ ઘટે છે.

બનાવટનું ખાસ લક્ષણ નિયમિતતા છે. આ આખ્યાનોમાં આવી એકધારી નિયમિતતા સાચવવાનો ખાસ પ્રયાસ કરવામાં આવ્યો છે. દરેક આખ્યાનમાં એક જ રસ, બધામાં એક જ મનહર છંદ, દરેકમાં શરૂઆતમાં મંગળાચરણમાં પ્રેમાનંદની પ્રશંસા અને તેના વિરોધીઓ ઉપર વાગ્બાણોનો વર્ષાદ અને છેવટે વિષ્ણુના જુદા જુદા અવતારોના કપટ સ્વરૂપનું વ્યાજસ્તુતિયુક્ત આલેખન—આ પ્રમાણે એકધારાપણું સાચવવાનો પ્રયાસ કર્યો છે. ખોટા સાક્ષીઓને વકીલોએ ભણાવી રાખ્યા હોય અને તે જેવા ચોકસાઈભરેલા જવાબો આપે તેવી આ વ્યવસ્થા લાગે છે. પણ, આ અતિશય ચોકસાઈ જ તેની પાછળ બનાવટ રહી છે એવું સૂચવી દે છે.

છતાં, ક્યાંક સરતચૂક રહી ગઈ છે. જેમ કે પ્રથમ જ પ્રસિદ્ધ થયેલ ‘ દુઃશાસનરુધિરપાનઆખ્યાન ’માં જુદા જુદા છંદો છે, પણ બાકીના ચારેમાં મુખ્યત્વે મનહર જ છે. દરેક આખ્યાનની શરૂઆતમાં પ્રેમાનંદની પ્રશંસા કરવા જતાં તેના પ્રતિસ્પર્ધીઓની નિંદા માટે જે કહ્યું છે તે નિષ્કારણ લાગે છે. પ્રેમાનંદ-સામળ ઝગડાની માફક જ પ્રેમાનંદની સાથે વલ્લભે કરેલ ચંદની તુલના, હિંદુસ્તાની સાથેનો ઝઘડો વગેરે બાબતો પાછળનો કોઈ લેખક જ લખી શકે તેવી છે. અને, કાવ્યને અંતે કાવ્યના રસ પ્રમાણે વિષ્ણુના તે રસને અનુકૂળ અવતારનું વર્ણન કર્યું છે, તે પદ્ધતિની પાછળ એક અર્વાચીન વાત આવી ગઈ છે. છોટાલાલ નરભેરામ ભટ્ટે ‘ રસશાસ્ત્ર ’ નામના પોતાના ગ્રંથને અંતે વિષ્ણુના જુદા જુદા અવતારો, જુદા જુદા રસના દૃષ્ટાંતરૂપ છે, એમ કહ્યું છે :

મત્સ્ય છો કે વત્સ ? અને કૂર્મ છો કે હાસ છો ?
વરાહ કે બીભત્સ ? કે નૃસિંહ છો કે ભય છો ?
વામન કે અદ્ભુત ? પરશુરામ છો કે વીર ?
રામ કે કરુણ ? કૃષ્ણ કે શૃંગારમય છો ?
બુદ્ધ છો કે શાંત રસ ? કલ્કી છો કે રૌદ્ર રસ ?

દેવ કેશા દેવ કે અખંડ રસમય છો ?
કોણ છો કૃપાળુ તમે ? યોગીને અગમ્ય છો કે—
સર્વથા કવિજનોના રસના વિષય છો ?

આ પ્રમાણે સ્વ. છોટાલાલ ભટ્ટે સંવત ૧૯૪૫માં (ઈ. સ. ૧૮૮૯) જે રસિક કલ્પના કરી તેનો વિસ્તૃત ઉપયોગ એક વર્ષ પછી પ્રકટ થવા માંડેલ વલ્લભનાં આખ્યાનોમાં થયેલો દેખાય છે. 'યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન'નો રસ રૌદ્ર છે તો તેના ઉપસંહારમાં વિષ્ણુના રૌદ્ર રસના અવતાર જેવા વામનને કવિ નમન કરે છે. પણ, તે તેની અનોખી રીતનું જ છે. તેના અંત ભાગમાં કવિ કહે છે :

માની બાપનું હું બૂડચો, અનમી નમ્યો હું શેણે ?
કપટપટુ વામન, અરેરે અનાર્યમાં ! !
સમદૃષ્ટિ રાખી હોત, સુર ને અસુર પર,
નમ્યું ખરું થાત મારું, લેખાત આચાર્યમાં ! !
ગાડરાંની ગાંઠય પડયે, વગોવાયો વાઘ મોટો,
નમન શું વામનને, દાબીઓ દાનેશ્વરી ! ![૧૩]

આવી જ રીતે 'કુંતીપ્રસન્નાખ્યાન' અદ્‌ભુત રસનું કાવ્ય છે માટે તેના ઉપસંહારમાં અદ્‌ભુત રસના અવતાર જેવા મત્સ્યાવતારને નિંદાયુક્ત નમન છે. વીરરસ કાવ્ય 'દુઃશાસનરુધિરપાનાખ્યાન'માં વીર કૃષ્ણ અને કરુણ કાવ્ય 'યક્ષપ્રશ્નોત્તર'માં કારુણ્યમૂર્તિ રામને આ રીતે નમન કરવામાં આવેલ છે. 'મિત્રધર્માખ્યાન'માં આવો ઉપસંહાર નથી.

છોટાલાલ નરભેરામના 'રસશાસ્ત્ર'નું ઋણ આ યોજનામાં છે એમ ઉપર દર્શાવ્યું તે સામાન્ય સ્વરૂપ પરત્વે છે એ સ્પષ્ટ કરવું જોઈએ. આખ્યાનોની વિગતોમાં થોડો ફેર જોવામાં આવે છે. 'રસશાસ્ત્ર'માં મત્સ્યને વાત્સલ્યરસનું, કૃષ્ણને શૃંગાર અને વામનને અદ્‌-

---

૧૩ આમાં જે આશ્ચર્યચિહ્નોના અતિરેક છે તે મૂળમાં પણ હશે જ ને !

ભુત રસનું દૃષ્ટાંત ગણેલ છે. આખ્યાનોની કલ્પના કરતાં આ વધારે ઉચિત લાગે છે.

વિષ્ણુના અવતારોની આ નિંદામાં લેખકનું જે માનસ દેખાય છે તે ધ્યાન આપવા લાયક છે. તેમાં અર્વાચીન વિચારસરણીની અસર દેખાય છે. તેથી પણ વધારે સ્પષ્ટ પ્રમાણ 'કુંતીપ્રસન્નાખ્યાન'ના મંગલાચરણમાં દેખાય છે. વલ્લભ ચંદ કવિની નિંદાની પંક્તિઓ લખતો હોય છે ત્યારે આકાશમાંથી એક પત્ર પડે છે, અને તેમાં કવિને આવી નિંદા કરવાની ના પાડવામાં આવે છે. કવિ માને છે કે આ પત્ર દેવોએ લખ્યો છે, અને તેથી તે દેવો પર ગુસ્સે થાય છે. અહીં એક શંકા ઉપજે તેવું છે. દેવોએ કઈ ભાષામાં પત્ર લખ્યો હશે? અહીં આપવામાં આવ્યો છે તે જ મૂળ પત્ર હોય તો ગૂજરાતીઓએ આનંદવું જોઈએ કે દેવોની ભાષા ગૂજરાતી છે! અને, આ પત્ર શેની ઉપર લખાયો હશે? કોઈ સ્વર્ગીય પર્ણ ઉપર કે પછી વિલાયતી કાગળ ઉપર? વલ્લભ ગમે તેવો ગાંડો હોય, તો પણ પોતાના સમકાલીન વાચકોને એમ ન જ કહે કે મને દેવો પત્ર લખે છે. આવું તો પાછળનો કોઈ લખનાર જ લખી શકે કે, 'વલ્લભની ઉપર દેવોએ પત્ર લખ્યો.'

વારુ, ગમે તેમ પણ વલ્લભને પત્ર મળ્યો. અને આ પત્ર વાંચીને તૂર્ત જ વલ્લભ તેના માની લીધેલા લેખકોની સામે બરાડી ઊઠ્યો :

ગજાનન, ષડાનન, પંચાનન, વ્યાઘ્રાનન,<br>
ચતુરાનન જાણે ન, કવિરાજ રાજ છે!<br>
સહસ્રાનન લેખક, ઉવેખક વલ્લભનો,<br>
દુલ્લભન દાવ મમ, દીઠે પતરાજ છે;<br>
વ્યાઘ્રાનન, અજાનન, વક્રવક્ત્ર કરી નાખું,<br>
સાંખું નહિ, સાચી વાત, લેખકને લાજ છે!!<br>
વિષ્ણુજીષ્ણુ રૂપ ધારી, વારવા આવે કદાપિ,<br>
તથાપિ છોડું ન ટેક, વિવેકનું કાજ છે!

બકરાનાં, વાઘનાં અને હાથીનાં ચાર, પાંચ, છ કે હજાર મોં લઈને દેવો આવે, સર્વને થપ્પડ મારી વાંકા કરી દેવાની હિંમતવાળો આવો બીજો કવિ ગૂજરાતમાં આ સમયમાં પણ થયો નથી, એ જ વલ્લભની મહત્તા બતાવવા માટે શું પૂરતું નથી?

પણ, વલ્લભ માત્ર આટલો મૌખિક વિરોધ કરીને જ અટકતો નથી. તે પંચાયતન–દેવોને, પોતાની પૂજામાંથી ઉપાડીને ખાણુમાં ફેંકી દે છે અને તેમની ઉપર પગ મૂકી ઊભો રહે છે.[૧૪] અહીં દેખાતું માનસ નર્મદ–દયાનંદના જમાનાનું છે, પ્રેમાનંદના નહિ. 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગમાં માનચતુર ધર્મલક્ષ્મીના દેવોને પાલખમાંથી ઉપાડીને ટાંકામાં ફેંકી દે છે, પણ વલ્લભ તો એમ કરી શકે નહિ.

કોઈ પણ ગૂજરાતી કવિએ ભાષાભેદ વાપર્યો હોય તેવું છે? પણ, વલ્લભે 'મિત્રધર્માખ્યાન'માં આ પ્રયોગ કર્યો છે:

'અહ્યો ભાંજસે ભાંજસે, તમારી પાંહે દિયો જે'

× × ×

'અહ્યો રે'છ ઊભો કેન, દાણે નાંછિયે દળી!

આવા પ્રયોગો કેશવલાલ ધ્રુવનાં સંસ્કૃત નાટકોના ભાષાન્તરોમાં આવતી બોલીના પ્રયોગો અને હરગોવિંદદાસ કાંટાવાળાની સ્થાનિક બોલીઓના શબ્દોની હિમાયતની યાદ આપે છે.

---

૧૪ પાણિમાં પાષાણ ગ્રહી, વાણીમાં વિરોધ કહી,
પાણીમાં પલાળી દઈ, શિર ઊભો એ વને.

'માળા'ના ટીકાકારે, આમાંના છેવટના શબ્દો 'શિર ઊભો એ વને'નો અર્થ એવો કર્યો છે કે, 'નિશ્ચય તેમની પાસે ઊભો રહ્યો.' પણ, મને લાગે છે આવો અર્થ કરવામાં વલ્લભને અન્યાય થાય છે. 'એ વને'નો અર્થ 'નિશ્ચય' અને 'શિર'નો અર્થ 'પાસે' થઈ શકે નહિ. તેના સ્પષ્ટ શબ્દોનો મેં ઉપર દર્શાવ્યો છે તેવો સ્પષ્ટ અર્થ જ લેવો એ યોગ્ય છે.

વલ્લભે તેના સમકાલીનોના પ્રમાણમાં વધારે ફારસી શબ્દો વાપર્યા છે કે નહિ તે કહેવા માટે વિસ્તૃત તપાસ કરવી જોઈએ. એટલે અહીં હું એટલું જ કહીશ કે, વલ્લભે વાપરેલ 'આફતાબ' અને 'બુતપરસ્ત' જેવા ફારસી શબ્દો પ્રેમાનંદના સમયનો કોઈ લેખક વાપરે એમ હું માની શકતો નથી. તે જ પ્રમાણે 'ગુરુ કિલ્લી'[૧૫] શબ્દ અંગ્રેજી Master Keyના ભાષાન્તર જેવો લાગે છે.

'પિતાશ્રી'[૧૬] શબ્દનો વલ્લભે છૂટથી ઉપયોગ કર્યો છે. નરસિંહરાવે વિસ્તારથી સમજાવ્યું છે કે, 'પિતાશ્રી પ્રેમાનંદ' એમ નામની આગળ 'શ્રી' લખવાનો જૂનો રિવાજ હતો, પણ પિતાશ્રી, ભાઈશ્રી, માતુશ્રી, બ્હેનશ્રી વગેરે પ્રયોગોમાં માનાર્થે 'શ્રી' જોડાય છે તે 'શ્રી' ખોટી રીતે લગાડવાનો રિવાજ તો હમણા હમણામાં એટલે વીસપચીસ વર્ષ કે તે શુમારમાં જ પડેલો લાગે છે.'

'મારે પિતા કેરું **ગદ્ય** કવિતામાં ગાવું છે'[૧૭]—

એમાં વપરાયેલા **ગદ્ય** શબ્દનો પ્રયોગ અર્વાચીન છે. જૂના સમયથી 'ગદ્ય' શબ્દને 'પદ્ય'ના વિરોધી તરીકે વાપરવામાં આવતો હતો, પણ 'ગદ્ય' શબ્દને 'કવિતા'ના વિરોધી તરીકે તો અંગ્રેજી કેળવણી દાખલ થયા પછી જ આપણે વાપરતા થયા.

---

૧૫ 'મિત્રધર્માખ્યાન'. ટીકાકારો આ શબ્દ સમજાવતાં લખે છે: 'વિદ્યામાં જે સમજવામાં ગુરુની જરૂર પડે તેને ગુરુકિલ્લી કહે છે. જેમ ધનના ભંડાર કૂંચી સહિત પડાવી લે તેમ તમારી પાસેથી એણે વિદ્યાના ભંડાર પડાવી લીધા.' પણ, આ લાંબા અર્થને બદલે પૂર્વાપર સંબંધ જોતાં માત્ર Master Key એ એક જ શબ્દ અહીં બસ થાત, કારણ જે પંક્તિઓમાં તે શબ્દ વપરાયો છે, તે નીચે પ્રમાણે છે:

અરે એમ સાંભળ્યું કે, ગુરુકિલ્લી સાથ એણે,
સર્વસ્વ પડાવી લીધું, લુચ્ચો એવો એ લહ્યો.

૧૬ કવિ પ્રેમાનંદનાં નાટકો, પૃ. ૬૫

૧૭ 'યક્ષપ્રશ્નોત્તર'

"ધન્યવાદ" શબ્દનો પ્રયોગ પણ વલ્લભમાં નવીન છે. એ જમાનામાં તો "ધન-ધન" એમ જ કવિઓએ કહ્યું છે. પ્રેમાનંદના "સ્વર્ગની નિસરણી"ની પહેલી કડી જ જુઓ. વિચારસરણી પણ વલ્લભનાં કાવ્યોમાં આજના યુગની છે. દેશાભિમાન અને ભાષાભિમાન પણ નવાં છે. ચંદ બારદાયી કરતાં પ્રેમાનંદ મોટો એમ કહેતાં વલ્લભે મનાવવા પ્રયત્ન કર્યો છે કે ચંદે તો લૌકિક પાત્રો વિશે ગાયું, જ્યારે પિતા પ્રેમાનંદે તો અલૌકિક ધાર્મિક પાત્રો યોજ્યાં. "અટક આગળ અટકવું નહિ" તે ભાવ પણ નવો અને રઘુનાથરાવ પછીનો મરાઠી વિચારસરણીની છાપ ઝીલનારો છે, જે મરાઠાઓ ગૂજરાતમાં આવ્યા પછી પ્રચલિત થયો છે. સુધારકો—નર્મદ જેવા—અટક આગળ ન અટકવાનું લખી શકે, અઢારમા શતકનો વલ્લભ નહિ. ગૂજરાત માટે અભિમાનની ભાવના પણ આ યુગની છે. સિદ્ધરાજના સમયમાં દેશ માટે મમત્વ હતું, પણ ઔરંગઝેબના જમાનામાં એ ભાવનાને પગ જ ન હતો. છતાં, તે કાળનો વલ્લભ કે પ્રેમાનંદ એ ભાવના સેવે! આ કેમ શંકા ન ઉપજાવે?

વલ્લભનાં કાવ્યોની ટીકા લખનારા વિદ્વાનોની ટીકા વાંચતાં તો માલૂમ પડી આવે છે કે, ટીકાકારનું હૃદય અને મૂળ વલ્લભનું હૃદય એકતાર થઈ ગયાં છે; જાણે કે કવિ અને ટીકાકાર એક જ હોય! સામાન્ય વિવેચકને સૂઝ ન પડે તેવા અર્થો ટીકાકારોએ આપીને તો કમાલ જ કરી નાખેલ છે, છતાં આપણે એમ આંધળા થઈ સ્વીકારવું કે કવિ અને ટીકાકાર જુદા છે! "રુકારધો" શબ્દનો કવિ પ્રયોગ કરે ને ટીકાકાર તેનું વિવરણ આપે કે તે શબ્દ "રુચે તે કરજો"નો પહેલો અક્ષર લઈ બનાવેલો છે! કવિના એકાક્ષરી શ્લોક વગેરેના અર્થો પણ એ ટીકાકારો પટપટ આપી દે. "મિચધર"=મૃત્યુ, શણી=સાંભળીને, એવા અસ્પષ્ટ અને એકદેશી શબ્દોનો પ્રયોગ પણ ટીકાકાર સરળ કરી નાખે! આ બધું શંકા કેમ ન ઉપજાવે? 'મિત્રધર્માખ્યાન'માં ચરોતર—મહીનાં વર્ણન, વળી

બીજાં કાવ્યોમાં પણ ચરોતરી ર=ળ–નો પ્રયોગ. આ બધું શું બતાવે ?

વલ્લભે બધાં જ કાવ્યોની વસ્તુ મહાભારતમાંથી લીધી છે. અને તેમ જ સંપાદકો તરફથી કહેવાયું છે, છતાં 'મિત્રધર્માખ્યાન' એવું છે કે, એ તદ્દન સામાજિક અને ઐતિહાસિક કૃતિ છે. એ છેલ્લે છપાવ્યું છે. આ મૌલિક છે, છતાં તે બધાં કાવ્યોમાં પહેલું રચાયું તેમ જણાવ્યું છે, અને રચ્યાવર્ષ પણ તેથી અગિયાર વર્ષ જૂનું નાખ્યું છે, કેમકે એ કાવ્ય કાચું છે. છતાં, આ વિશે અગાઉ ક્યાં ય કાંઈ કહેવામાં–લખવામાં–આવ્યું નથી. આ કાવ્ય મૌલિક પ્રેમાનંદસુત વલ્લભ માટે છે, પણ આપણા વલ્લભને તો સ્વ. છોટાલાલ ન. ભટ્ટે 'બ્રહ્મરાક્ષસ' નામની કલ્પિત વાત લખી છે તેને આ કાવ્યનું વસ્તુ મળતું આવે છે.

## આ બધું શા માટે ?

ત્યારે એ પ્રશ્ન થાય છે કે, આ બધું સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા વગેરેને કરવાનું પ્રયોજન શું ? આવા વયોવૃદ્ધ પ્રતિષ્ઠિત સાક્ષરો આવાં કામ કરે ખરા ? પણ, બે જાતની યુક્તિઓ જ થાય છે: કેટલાક લેખકો બીજાના ગ્રંથો પોતાને નામે ચઢાવે છે, જ્યારે કેટલાક પોતાના ગ્રંથો બીજાના નામે ચઢાવે છે. આ જૂના સમયથી બનતું આવ્યું છે. સ્વ. રવીન્દ્રનાથ ટાગોર "ભાનુસિંહ નામે "ચેટર્ટન"નું દૃષ્ટાંત લઈ એક વૈષ્ણવ કવિનો ગ્રંથ પ્રકટ કર્યો. તે ગ્રંથ ઉપર નિબંધ લખી એક બીજો જ વિદ્વાન Ph. D. પણ થઈ ગયો. પછી સ્વ. ટાગોરે સત્ય હકીકત બહાર પાડી કે, પોતે જ આ કાવ્યો લખ્યાં હતાં : ભાનુ=રવિ.

ઉદ્દેશ તો 'પ્રા. કા. મા.' ના સંપાદકોનો " સ્વદેશાભિમાન " હતો, ગાયકવાડ સરકાર તરફથી રૂપિયા મળ્યે આવે છે એનો સદુપયોગ કરી નાખવો. મણિભાઈ જશભાઈ જેવા ગૂજરાતી દીવાન છે ત્યાં સુધીમાં આ સત્કાર્ય થઈ જાય તો સારું. જૂનાં પણ કાવ્ય છાપ્યાં, નવાં પણ એ ભાવનાએ ઊભાં કરવામાં આવ્યાં અને જૂનાં

તરીકે છપાવામાં દેશને સારી કૃતિઓ પણ આમ મળી. આમાં કીર્તિનો પણ લોભ અછતો નથી, પણ આ કૃતિઓ પાછળનો રવ. છોટાલાલ ન. ભટ્ટ અને સ્વ. કે. હ. ધ્રુવનો ફાળો છાનો રહી શકે તેમ નથી. સ્વ. ભટ્ટે આપણી ભાષામાં સારામાં સારાં મનહર લખ્યા છે. વલ્લભનાં "કાવ્યો"માં મનહરનો પ્રયોગ આ સાથે ખૂબ સરખાવી જવા જેવો છે. સ્વ. કેશવલાલભાઈએ 'વિક્રમોર્વશીય'નું "પરાક્રમની પ્રસાદી" એ નામે ગૂજરાતી ભાષાંતર "વનમાલી" નામથી લખ્યું અને તેનું અવલોકન "બુદ્ધિપ્રકાશ"માં વિસ્તારથી પોતે જ ગુપ્ત રહી લખી છપાવી નાખ્યું. આવી રમત કહો, ગમ્મત કહો, જેમણે પ્રૌઢ ઉમરે પણ કરી, એ જુવાનીમાં ન કરી શકે એમ નથી. "બુદ્ધિપ્રકાશ"માંના પોતાના અવલોકનની વાત તે છપાયા પછી પાંચ વર્ષે એક ભાઈ "દેવાશ્રયી" 'ગુજરાત વર્નાકયુલર સોસાયટી'ના આજીવન સભ્ય બની જૂનાં રેકર્ડ્ઝ તપાસવાનો હક્ક મેળવી પ્રકાશમાં લાવી શકયા. સ્વ. ધ્રુવની શક્તિ માટે સવાલ જ નથી. તેઓને પોતાની ગુપ્ત કૃતિઓમાં ગુપ્ત નામ રાખવાની ટેવ હતી. " આરાધી આ જ અલકેશ વળી હતી તે" " હર્ષ દર્શાવતી " વગેરે પ્રયોગો, તેમ જ "વશાકે" જેવા ઊલટા અક્ષરો વગેરેનો ઠેર ઠેર ઉપયોગ કરવામાં તેઓ સાવચેત હતા, જેથી ભવિષ્યમાં એ કૃતિઓના કર્તા કોઈ બીજા જ ન થઈ જાય. વલ્લભની કૃતિઓમાં અંતે હર–હરિ એ શબ્દોનો પ્રયોગ ખાસ ધ્યાન ખેંચે છે જેમાં હરગોવિંદદાસ, હરિલાલ એ બે વ્યક્તિ એક કેશવલાલભાઈના મિત્ર, એક મોટાભાઈ તરફનો સદ્દ્ભાવ દર્શાવે તેવા છે. પ્રેમાનંદની કેટલીક શંકાસ્પદ કૃતિઓ તેમ જ વલ્લભના આખ્યાનોની શૈલી સ્વ. ભટ્ટ અને સ્વ. ધ્રુવની શૈલી સાથે ખૂબ મળતી છે. આ બંને લેખકોએ છેવટ સુધી ઠસાવ્યે રાખ્યું કે, એ કૃતિઓ પ્રેમાનંદ અને વલ્લભની જ છે. આ બંને વિદ્વાનો બહુ કોમળ સ્વભાવવાળા હતા, તેથી કોઈને ખરી વાત કહી શકયા નહિ; અને, આ થયું ભાષાભક્તિના પ્રેમે. અમદાવાદમાં

માલવીયાજીના વ્યાખ્યાનની એક સભામાં અંગ્રેજીમાં ભાષણ કરવાનું કહેવા છતાં, કેશવલાલભાઈ ગૂજરાતીમાં જ બોલ્યા હતા. મુંબઈ યુનિવર્સિટીનાં ઠક્કરનાં ભાષણો પણ અંગ્રેજીમાં અપાય છે, છતાં સ્વ. ધ્રુવે ગૂજરાતીમાં જ તે આપ્યાં હતાં, એટલે તેમની ભાષાભક્તિ માન આપવા યોગ્ય છે. તેના અતિરેકનું જ કદાચ આ પરિણામ હોય. આ બંનેએ જીવનના અંત સુધી ગૂજરાતી ભાષાની સેવા કરવાનું—પછી પોતાને નામે જ ચાલુ રાખ્યું હતું. એ કૃતિઓની વલ્લભનાં આખ્યાનો સાથે તુલના કરવાથી અને વિદ્વાનોએ હરગોવિંદદાસને ટેકો આપ્યા કર્યો તેથી વિવેચકોના મનમાં શંકા વધવા લાગી.

હવે વિધ્યાત્મક સ્વરૂપે કહું તો આખ્યાન તરીકે એકંદરે એ કૃતિઓ ઠીક છે. અનુપ્રાસ, શબ્દરચના, અલંકાર વગેરે સારાં છે, પણ આખ્યાનોમાં રહેલી ઉચ્છૃંખલતા નિંદ્ય છે, તેથી કંટાળો પણ આવે છે. કેટલાક પ્રસંગો તો તેમાં હીન પણ અપાઈ ગયા છે. દ્રૌપદીભીમસેન લડી પડ્યાં ત્યારે 'રાઢ રાંડ–સાંઢ કેરી, શે વલ્લભ જંપતા જ' જેવા અધમ પ્રયોગો પણ થઈ ગયા છે. પોતાના બાપ પ્રેમાનંદ વિશે પણ ખરાબ શબ્દો વાપરતાં વલ્લભ ચૂકયો નથી. કોઈ પિતાનો પુત્ર આવું લખે એ માની શકાય તેમ નથી. એટલે જ નવા લેખકોએ બેજવાબદારીએ આવા પ્રયોગો કરી નાખ્યા હશે, એમ માની શકાય. કયાં પોતાનું ખરાબ કહેવાવાનું હતું?

ચંદે ભાષા બગાડી એવો આરોપ તેના ઉપર વલ્લભે મૂકયો છે, પણ વલ્લભની ભાષા બગાડવાની શક્તિ પાસે ચંદ ચોક્કસ મંદ લાગે તેમ છે. તે શબ્દોને પ્રાસાનુપ્રાસ માટે ગમે તેમ બગાડતાં જરા યે અચકાતો નથી. તેથી જ તેને ગજ અને રજને બદલે ગજ્જ અને રજ્જ તથા કાજ, લાજ અને આજને બદલે કજ્જ, લજ્જ અને અજ્જ લખતાં બિલકુલ લાજ આવતી નથી, કારણ તેને મન તો તેનું કાજ સર્યું એટલે જાણે રાજ મળ્યું. અલંકારની ઘેલછામાં તે શબ્દોને મચડે છે, તોડે છે અને બીજી અનેક રીતે વિકૃત કરે છે.

આવી રમત કરતાં 'દુઃશાસનરુધિરપાન'માં કવિ સર્વ ગુર્વક્ષર અને સર્વ લઘ્વક્ષરની બે કડીઓ આપે છે. તેમાં પહેલી કડીમાં અંતે—

દાસો દાસો શ્વાસો શ્વાસો, કા'નાથી તો ત્રાસો ત્રાસો,
નાસો નાસો નીધી નાખ્યા, ખાખી વીખી ખાંતે ખાખા

એવા શબ્દો આવે છે. એમાં "કા'ના"નો અર્થ કૃષ્ણ જ અર્થપટુ વિવેચક પણ કરે છે, છતાં "કા'નો" એટલે 'આ' એમ શ્લેષથી લઈએ તો ખોટું નથી, એમ લાગે છે, કારણ અહીં કાનાપ્રધાન ગુરુ અક્ષરોથી શ્વાસોચ્છ્વાસ ભરાઈ જાય છે, ત્રાસી જવાય છે, અને શબ્દોની ખાખાવીખી થઈ જતી લાગે છે. તેથી 'નાસો, નાસો' એવા ઉચ્ચાર આ શબ્દો જ કરતા હોય એવી ભ્રાન્તિ છે.

સર્વ લઘ્વક્ષરવાળી બીજી કડીમાં અંતે—

કવિમણિ મહમતિ, કથુ કથુ રતિ રતિ

એ પંક્તિમાં કવિની મહામતિને લઘુતા ખાતર મહ થવું પડ્યું છે, અને કથું કથુંનું કથુ કથુ કરી માથા પરનો ચંદ્રક ભૂંસી નાખ્યો છે. પણ, તેનો બદલો બીજી જગ્યાએ અનેક વધારાના અનુસ્વારો મૂકી વાળી દીધો છે :

ભુજંગં પ્રયાતં તશી મત્તિ કૃષ્ણં,
રચં વ્યૂહ પંચાનના નામ તૃષ્ણં.

આવાં તો અનેક દૃષ્ટાંતો આપી શકાય.

પ્રકાશકોને વલ્લભ "વિચિત્ર પ્રકૃતિનો સ્વતંત્ર કવિ" હતો એ દલીલ મળી ગઈ છે, અને બધી વિચિત્રતાનો જવાબ સંપાદકો તરફથી આ એક જ છે. અને એ જ તેની વિરુદ્ધમાં ખાત્રીલાયક પુરાવો છે કે, આવી પ્રકૃતિનો કોઈ કવિ તો શું માનવી યે હોઈ શકે નહિ. એટલે, પ્રેમાનંદસુત વલ્લભ મિથ્યા છે, આપણા સાહિત્યની એક બનાવટ છે. સામાન્ય વાચકોને તો તેના તરફનો ભય નથી, કારણ તેમાંના કોઈ તેનું નામ પણ જાણતા નથી, પણ આપણા વિદ્યાર્થીઓ, ખાસ કરીને એમ. એ. ના વિદ્યાર્થીઓની આ ભૂત-

બાધામાંથી મુક્તિ થાય,—અને અભ્યાસક્રમમાં આ આખ્યાનો મુકાતાં બંધ થાય તો જ એ બને,—તો પાણી વલોવવાનો મારો આ પ્રયાસ હું સફળ થયો માનીશ.

## પ્રમુખસ્થાનેથી પ્રો. રાવળ

[ પ્રો. રાવળે ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે શ્રી નવલરામભાઈએ જે કાંઈ કહ્યું છે તે બધું મને મંજૂર છે. પ્રો. ડોલરરાય માંકડે 'પુરાતત્ત્વ'માં પ્રેમાનંદનાં નાટકોનો કર્તા વલ્લભ જ હોવા વિશે લખ્યું, તે મત તેમને સુધારવા જેવું થયું છે. વલ્લભ નામે કોઈ વ્યક્તિ જ નહોતી થયેલી, એટલે એ નાટકો અને એ આખ્યાનોનો રચનાર કોણ? પ્રો. રવિશંકર જોશીએ ખુલાસો કર્યો જ છે, અને શ્રી. ભદ્રાયુલાલ મજમૂદારના તદ્વિષયક ભાષણને પ્રમુખસ્થાનેથી પ્રો. બ. ક. ઠાકોરે હથોડા જેવી ભાષામાં કહ્યું છે કે વલ્લભ થયો જ નથી; પ્રેમાનંદને નામે ચઢેલી બનાવટી કૃતિઓ પણ તેની નથી; એ કોઈ અર્વાચીનની છે. પ્રો. ઠાકોરના ત્રણ મુદ્દા એ છે કે, (૧) પ્રેમાનંદને વલ્લભ નામનો પુત્ર હતો તે હું માનતો નથી; (૨ )થયો હોય તો તે કોઈ બીજો જ વલ્લભ હતો, પ્રેમાનંદનો દીકરો નહિ; અને (૩) વલ્લભની એ કૃતિઓ હોય તો તે સાચાં કાવ્યો જ નથી. આમ, પ્રો. ઠાકોરે મોટી ચોકડી મૂકી છે. વલ્લભ, વલ્લભનું માનસ, શૈલી તે જમાનામાં વિસંવાદ ઊભાં કરે તેવાં છે. પ્રેમાનંદના જમાનામાં આવી અર્વાચીન વ્યક્તિ ન જ સંભવી શકે. પ્રેમાનંદનું શિષ્યમંડળ, તે તે શિષ્યનું લખાણ, બધું ભિન્નત્વદર્શક છે. આ કવિ વલ્લભ મહાભારતકાલીન પાત્રોનું ગૌરવ પણ સાચવતો જ નથી. માદ્રી ને કુંતીને દેવોથી પુત્ર થાય તેવી અશ્લીલતા વલ્લભ જ બતાવી શકે, બીજો કવિ નહિ. શિષ્ટ સંપ્રદાય આ ન સ્વીકારી શકે—ન સહી શકે. મને તો આમાં "Mischief–તોફાન"ની દાનત જ જણાઈ છે. વલ્લભનું લખાણ નરસિંહરાવ, કેશવલાલ, ઠાકોર જેવાઓને દુર્બોધ રહે તેવું છે: તેના ટીકાકારો જ માત્ર સમજાવી શકે છે.

અને તે છો. ન. ભટ્ટ જ. રસ, અલંકાર, વગેરેની સમજૂતી તે જ આપી શકે તે સ્પષ્ટ છે. ભાષાભિમાન એક ગુલાબ છે, પણ તે ઢંકાઈ જાય છે. "આખ્યાન" શબ્દનો બચાવ કર્યો છે: આખ્યાન છતાં આ શુદ્ધ કવિતા, નાટકો છે તે બચાવ મને નવો પ્રયોગ અજમાવવા માટેનો લાગે છે. જે શબ્દરમતનું તત્ત્વ છે એ સ્વ. ધ્રુવ અને સ્વ. ભટ્ટની પોતાની કૃતિઓમાં પણ તેવું જ છે. સ્વ. હરિ હ. ધ્રુવ, સ્વ. કે. હ. ધ્રુવ, સ્વ. નાથાશંકર શાસ્ત્રી અને સ્વ. કાંટાવાળા એ ચારમાંથી સ્વ. નાથાશંકરનો તો કાંકરો કાઢી જ નાખવામાં આવ્યો છે. બાકીના ત્રણ ઉપર શક છે. સ્વ. ધ્રુવ સ્વ. ભટ્ટનું માન રાખતા. તેમણે કહેલું: નાટકો–આખ્યાનો વિશે મારાથી સ્વ. ભટ્ટને કાંઈ પુછાય જ નહિ. ખરું પગેરુ કાઢવા માટે એ બધી કૃતિઓની–પ્રેમાનંદ–વલ્લભની તેમ જ સ્વ. ધ્રુવ–ભટ્ટની—સાચી અને નિષ્પક્ષપાત તપાસ–survey થવી જોઈએ; સરખામણી કરવી જોઈએ. શુદ્ધ કસોટી કરતાં હૃદયસ્પર્શિત્વ, ઊર્મિ, કલ્પના, ભાવ, ફિલસૂફીનું પ્રમાણ મને લાગે છે. બનાવટી કૃતિઓમાં શૂન્યત્વ જેવું જ લાગશે.

પૈસા કમાવાનો આશય પણ એ લોકોનો હશે જ. અને, સાથોસાથ ભાષાભિમાન પણ ખરું. વિલક્ષણ વ્યક્તિત્વની આ ચોટ શોધી કાઢવી જોઈએ. ગ્રંથોના આરંભે સ્વ. કાંટાવાળાએ ગ્રંથવિવેચન આપ્યાં છે ત્યાં વલ્લભને ઉન્માદિયો જ બનાવ્યો છે. અને, ખરેખર એ ઉન્માદિયા પ્રકૃતિના કોઈનું કાર્ય છે—તેમાં નર્મદના જેવું ઉછાંછળાપણું પણ છે, પણ હીન કોટિનું. મને તો લાગે છે માત્ર ટીખળની દૃષ્ટિએ એ કાવ્યો–આખ્યાનો રચાયાં છે. આનાથી ગૂજરાતી સાહિત્યને ફાયદો થયો નથી, એમ મારું દૃઢ મંતવ્ય છે.

## આભાર : ડૉ. હરિપ્રસાદ દેસાઈ

પ્રમુખશ્રી તેમ જ આજના વક્તાઓનો આભાર માનતાં સભાના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈએ કહ્યું હતું કે, નરસિંહરાવે મોટો લેખ લખ્યો તે વખતે મેં સ્વ. ધ્રુવને પ્રશ્ન કર્યો હતો,

પણ તેમણે કદી મને જવાબ નહોતો આપ્યો. 'ગૂજરાત સાહિત્ય સભા'નો હું મંત્રી હતો ત્યારે તે વિશે ચર્ચા પણ યોજાયેલી. એક વાર સ્વ. ગણપત રાજારામને ત્યાં સ્વ. છોટાલાલ ભટ્ટ આવેલા. મેં તેમને સાહિત્ય સભા તરફથી વ્યાખ્યાન આપવા નિમંત્ર્યા, પણ ગેં ગેં ફેં ફેં કરવા લાગ્યા ને આવવા કબૂલ થયા જ નહિ. શ્રી. અંબાલાલ જાની જેવા કેમ આ કાવ્યો અસલ હોવાનું માને એ મને સમજાતું નથી. સ્વ. ભટ્ટને મેં કે. હ. ધ્રુવ ઉપરનો આક્ષેપ દૂર કરવા કહ્યું, ત્યારે તેમણે કહેલું કે હરગોવિંદદાસ એમ કહેતા કે નાથાશંકર શાસ્ત્રી એ ઉતરાવી લાવતા, આટલું જ હું જાણું છું. સ્વ. ધ્રુવ પૈસા મળે તેવું કામ સ્વીકારવામાં સંકોચ ન સેવતા. "પરાક્રમની પ્રસાદી"નું અવલોકન કરી "બુદ્ધિપ્રકાશ"માંથી પૈસા લીધા હતા જ. શ્રી દેવાશ્રયીએ એ પોલ પ્રસિદ્ધ કરી હતી.

## અનુમોદન : શ્રી. કેશવરામ શાસ્ત્રી

સભાના મંત્રી શ્રી. કેશવરામ શાસ્ત્રીએ આભારની દરખાસ્તને ટેકો આપતાં કહ્યું હતું કે, પ્રેમાનંદયુગનાં સમગ્ર કાવ્યોનો પદ્ધતિસર અભ્યાસ કરતાં માલૂમ પડી આવે તો આશ્ચર્ય નહિ હોય કે પ્રાચીન કાવ્યમાળાના ૩૬ ગ્રંથોમાંનાં કદાચ ⅔ કાવ્યો જેટલો ભાગ બનાવટી નીકળી આવે. સમય તે કામ કરી શકશે. ખુદ રાધાબાઈ, દીવાળી-બાઈ કે દ્વારકાના મૂળજી ગૂગળી જેવાની કેટલીક કૃતિઓ બનાવટી ઠરે તો તેમાં યે નવાઈ નહિ હોય.]

# કવિ દલપતરામ.+

વડોદરામાં ચોથી સાહિત્ય પરિષદનું અધિવેશન થયું તે પ્રસંગે શ્રીમંત ગાયકવાડ સયાજીરાવે બે લાખ રૂપિયાની રકમ દેશી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે અનામત મૂકેલી તેના વ્યાજમાંથી " શ્રી સયાજી સાહિત્યમાળા " નાં પુસ્તકો પ્રકટ કરવામાં આવે છે. તેનું આ ૬૨મું પુસ્તક છે. લેખક કવિ દલપતરામના એક શિષ્ય છે તેથી કવીશ્વરના જીવનના અનેક પ્રસંગો જાણવાનો લાભ આ પુસ્તકમાંથી મળે છે; પણ, શિષ્ય હોવાથી જ તેમના કવનનું વિવેચન જોઈએ તેવી સંતોષકારક રીતે લેખક કરી શકેલ નથી. જીવન પણ સંપૂર્ણ વિગતવાર રીતે આપવામાં આવ્યું નથી, પણ છૂટક સંસ્મરણોના જેવું જ લખાયું છે. ગ્રંથકારોના જીવનમાં જાણવા લાયક બનાવો બહુ હોતા નથી, પણ તેમની personality (વ્યક્તિત્વ)માંથી ઘણું જાણવાનું મળે છે. દલપતરામનો અભ્યાસ, તેમના મિત્રો સગાંસંબંધીઓ, તેમનાં પ્રિય પુસ્તકો અને વ્યવસાયો, તેમની વાતોચિતો, તેમનું રહેઠાણ, તેમનો પોષાક વગેરે બાબતોના સવિસ્તર વર્ણનની આવાં પુસ્તકોમાં તો આશા રખાય. પણ, આમાં તેની ખામી જ જણાઈ આવે છે. દલપતરામને ઓળખનાર અનેક માણસો હજુ હયાત છે. તેમની પાસેથી દલપતરામ સંબંધે મળે તેટલી માહિતીનો સંગ્રહ કરવો જોઈએ, અને તેનો ઉપયોગ બીજી આવૃત્તિ સમયે થવો જોઈએ. અમે આશા રાખીએ છીએ કે, દલપતરામના સુપુત્રોને પૂછવામાં આવે તો આ સંબંધે ઘણી માહિતીઓ તેઓ આપી શકે.*

છપાયાં છે તેનાં કરતાં ઘણાં વધારે કાવ્યો દલપતરામે લખ્યાં હતાં. પ્રાસંગિક કવિતાઓ કરવાનો તેમને ખાસ શોખ હતો. ગોંડળના

---

+ દલપતરામ-કિંમત. ૧-૨-૦. લેખક-કાશીશંકર મૂળશંકર દવે.

* આ પુસ્તક સંબંધમાં શોકકારક બીના એ છે કે, તેના લેખક તે પ્રસિદ્ધ થવા પહેલાં સદ્ગત થયા છે; તેથી અમારી સૂચનાઓ વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર ખાતાને સંબોધાને છે.

ખોડખાવધાની પ્રજ્ઞાચક્ષુ કવિ શિવદાસ નારણ પાસેથી દલપતરામની કેટલીક પ્રસંગિક કવિતાઓ મેં સાંભળેલી તેમાંથી એક એક નીચે આપું છું.

અમદાવાદના એક શ્રીમંત વણિક ગૃહસ્થે ઘરભંગ થતાં વૃદ્ધાવસ્થામાં ફરીથી લગ્નમારંભ આદર્યો. તે જમાનામાં વરને પીઠી ચોળવાની ક્રિયા ધામધૂમથી થતી તેથી દલપતરામને શેઠજીએ પીઠીના પ્રસંગ પર હાજર રહેવા આમંત્રણ મોકલ્યું. ચિઠ્ઠી વાંચીને દલપતરામ અને તેમના મિત્રો ખૂબ હસ્યા, અને કવીશ્વરે આમંત્રણપત્રિકાની પછવાડે જ જવાબ લખી મોકલ્યો:

"ચીઠી વાંચી આપની, મીઠી લાગી મંન;
પીઠી સૂણી વીવા'તણી, ઠીઠી હસીયા જંન."

આવાં જોડકણાંઓની કિંમત સાહિત્યની દૃષ્ટિએ ભલેને કાંઈ ન હોય, પણ જીવનચરિત્રની દૃષ્ટિએ તે ઘણાં ઉપયોગનાં છે.

નંદશંકરના જીવનચરિત્રમાં રા. વિનાયક નંદશંકરે નંદશંકરના સમયના સૂરતનો સુંદર ચિતાર આપ્યો છે. તેની સાથે મહીપતરામ કૃત દુર્ગારામ ચરિત્રમાંનો હેવાલ ઉમેરતાં અંગ્રેજી અમલના શરૂઆઆતના સૂરતનો અચ્છો ખ્યાલ આવી જાય છે. તે સમયના સૂરતના જીવન કરતાં અમદાવાદનું જીવન ઓછું જાણવા લાયક નથી. પણ, સુધારાની શરૂઆતના અમદાવાદનો ચિતાર આપવાનો પ્રયત્ન કોઈએ હજુ સુધી કર્યો નથી. તે સમયના અમદાવાદના આગેવાનો રા. બ. રણછોડલાલ છોટાલાલ, રા. સા. મહીપતરામ રૂપરામ અને ભોળાનાથ સારાભાઈમાંથી પહેલા અને ત્રીજાનાં ચરિત્રો લખાયાં છે, પણ તે પરથી તત્કાલીન અમદાવાદનો ખ્યાલ આવી શકતો નથી. કવિ દલપતરામના આ ચરિત્રમાં તેવો કાંઈક પ્રયત્ન કરવામાં આવ્યો હશે એમ અમે આશા રાખી હતી, પણ તે નિષ્ફળ નીવડી છે. 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ના આસિસ્ટંટ સેક્રેટરી અને

ફાર્બસના મિત્ર દલપતરામ અમદાવાદની લગભગ દરેક હિલચાલના સંપર્કમાં આવ્યા હતા. પણ તે વિષે કાંઈ યે ઉલ્લેખ આમાં નથી.

કવિ દલપતરામનું જીવન પણ અનેકરંગી હતું. તે કવિ હતા, લેખક હતા, 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી હતા, સુધારક હતા, દેશસેવક હતા, સી. આઈ. ઈ. હતા. દલપતરામ માટે વાપરેલ આ સર્વનામો સામે વાંધો દર્શાવનાર વ્યક્તિઓ અત્યારના ગૂજરાતમાં અનેક નીકળી આવશે. તેઓ કહેશે દલપતરામ કવિ ન હતા, પણ જોડકણાં કરનાર હતા; સુધારક ન હતા, પણ સાહેબ લોકોને રાજી કરવા સુધારક હોવાનો દેખાવ કરતા; દેશસેવક ન હતા, પણ અંગ્રેજપૂજક હતા, અને તેનું દૃષ્ટાંત તેમની સી. આઈ. ઈ.ની પદવી. આવો ભ્રમ ઉત્પન્ન કરાવનારાં લખાણો પણ થયાં છે. પણ, તેથી તે આક્ષેપો સાચા ઠરતા નથી. "દલપત પ્રાસે વ્હાય" અને "ગરબીભટ" એવાં નામો આપી દલપતરામને કવિપદમાંથી ચ્યુત કરવાનો પ્રયત્ન એક વાર કરવામાં આવતો હતો. દલપતરામે જેટલી કવિતાઓ લખી છે તે દરેકમાં કાવ્યનો અંશ નથી; પણ, તેથી તેમણે ખરી કવિતાઓ લખી નથી એમ કહી શકાય નહિ.

દલપતરામની કવિતાનો મુખ્ય રસ શાંત છે. તેમનામાં બીજા રસ નથી તેમ નથી. 'મિથ્યાભિમાન' નાટકના લેખકમાં હાસ્ય રસની ખામી તો કોઈ કાઢી શકે જ નહિં. 'વેનચરિત્ર'માં કરુણ રસની ફૂલગૂંથણી કવીશ્વરે અચ્છી રીતે કરી છે. બ્રાહ્મણોની સલાહથી રાજા વિધવાઓને વરવા નહિ દે એવી વાત જણાતાં શહેરની થઈ પડેલ સ્થિતિનું વર્ણન કરતાં કવિ લખે છે:

"કહે સુતાર અમે કોપ્યા તો ભોગ ભટોના મળશે.
ઘંટીનો ખીલડો ભાંગે તો દાણા શેણે દળશે રે—
વસ્તીના લોકે વિપ્ર સાથે પાડયો વાંધો.
ઘાંચી કહે અમે નહિં દઈએ દીવેલ દીવા સારું
દીવા વિના ઘર દેખાશે જેમ અપાશરે અંધારું રે— વસ્તી.

* * * *

ગુજરાતના કવીશ્વર હોવા ઉપરાંત દલપતરામ સ્ત્રીઓ તથા બાળકોના ખાસ કવિ હતા. પંડિત નવલરામે લખ્યું છે કે, દલપતરામ પોતાને પરિચિત સ્ત્રીઓની સમક્ષ પોતાની કવિતાઓ વાંચી સંભળાવતા અને તેમને ન સમજાય તો તેમાં ફેરફાર કરતા. આ તેમની સાદાઈ દર્શાવે છે. સ્ત્રીઓમાં દલપતરામની કવિતાઓ માનીતી થવાનું કારણ સાદાઈ ઉપરાંત તેના સુંદર ઢાળ છે. જુઓ સ્ત્રીવર્ગમાં અતિ માનીતી થઈ પડેલું પદ્ય "રામ લક્ષ્મણ વનમાં સીધાવાનાં" અને સીતાજીએ તેનો વાળેલો જવાબ:

સુણો સુંદર ચતુર સુજાણ, પ્યારા મારા પ્રાણ,
સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વ્હાલા કરો,
તે તો લાગે છે મુજને બાણ, રઘુકુળભાણ, સાથે.
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરું,
તમથી વેગળી તે પરદેશ, હું જાણું હમેશ, સાથે.

અને, જુઓ આ દયારામના "માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે"ના રાગનું હાલરડું:

"મારા લાડકવાયા પોઢો પુત્ર પારણે;
તમને પરમેશ્વરની રક્ષા દહાડોરાત,
મારી આંખોના તારા છો કુંવરજી તમે,
તમારી ઉપર વારી જાઉં હું મારી જાત. મારા."

ખાસ બાળકો માટે કવિતા લખનારાઓમાં કવિ દલપતરામ મુખ્ય ગણી શકાય. 'વાંચનમાળા'ની તેમની કવિતાઓની મશ્કરીઓ અનેક વાર આવી છે, પણ તેનું કારણ એક જ છે. આ nursery rhimesને દલપતરામની કવિતાના નમૂના તરીકે ગણી લેવામાં આવે છે, અને પછી ટીકાખોરો કહે છે-જુઓ દલપતરામની કવિતા—

"વાડામાંથી પાડું એક, છૂટું થઈને નાઠું છેક"!

દલપતરામની કવિતાઓમાં " સુધારો " સ્થળે સ્થળે દેખાય છે. 'વેનચરિત્ર'માં વિધવા–પુનર્લગ્નનો સવાલ ચર્ચ્યો છે. 'મિથ્યાભિમાન' નાટકમાં કજોડાનું કષ્ટ દર્શાવ્યું છે. 'જ્ઞાતિ નિબંધ', 'ભૂત નિબંધ', 'પુનર્વિવાહપ્રબંધ', 'બાળવિવાહ નિબંધ', વગેરે સુધારાના ગદ્યગ્રંથો પણ તેમણે લખ્યા છે. " સુધારો " શબ્દ દલપતરામ સંકુચિત અર્થમાં લેતા નહિ, પણ તેના સંપૂર્ણ વ્યાપક અર્થમાં તેને સમજતા.

તેમણે

" સર્વ પ્રકાર સુખપ્રદ થાય
સ્વદેશ તણી સુધરે સ્થિતિ સારી,
પુસ્તક એ જ પ્રયોજનથી
રચવા રચના ચિત વાત વિચારી "

અને તેથી જ દલપતરામ

" કેફી સૈયર જેનો કંથડો, તેના પૂરણ પાપ. "

એવી ગરબીઓ લખે છે અને નર્મદની માફક,

" નર્મદ કવિ નિત્ય ભિડતો રે જ્યારે નિશામાં ચૂર,
કહું બલિહારી નિશાતણી "
" ચલો ચલો શું વાર લગાડો ? ચલો પીવા માંડો;
ચાંદની આ તો ખૂબ ખીલી રહી મસ્ત બની મ્હાલો !"

એમ મદ્યપાનનાં સ્તુતિગાનને કવિતાનું માન આપતા નથી. 'મિથ્યાભિમાન' નાટકમાં વયનું કજોડું વર્ણવતાં કવિ ગુણનું કજોડું પણ ગાઈ ગયા છે કે,

" ભાઈઓ, જેની ભારજા ભૂંડી રે, પીડા તેને અંતરે ઊંડી. "+

કવિ પર ખુશામતનો આરોપ તો પાયા વિનાનો જ છે. ફાર્બસ સાહેબ જેવા પોતાના પૃષ્ઠપોષકના ( Patron ) પણ કવિ

---

+ કોઈ ટીખળીએ આ પરથી કહ્યું હતું કે, "ભાઈઓ, જેનો બાયડો ભૂંડો રે, કૂવો તેણે શોધવો ઊંડો !"

પોતાના સ્વમાન ભરેલા સ્વભાવને લઈને મિત્ર બની રહ્યા હતા. પણ, આ વિવાદગ્રસ્ત પ્રશ્નો છોડી હવે પ્રસ્તુત પુસ્તક પર આવીએ.

તેમાં જેમ અનેકરંગી જીવન આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી તેમ દલપતરામનું ગ્રંથકાર તરીકેનું જીવન લઈ તેમના દરેક ગ્રંથનું વિવેચન અથવા વિવરણ પણ કરવામાં આવ્યું નથી. ફક્ત પુસ્તકોનાં નામ, દરેક પુસ્તક માટે દલપતરામને કેટલા રૂપિયા મળ્યા ( ! ) તેની જ યાદી આપવામાં આવી છે. અંગ્રેજી ભાષામાં કહેવત છે કે sublime ( ભવ્ય ) અને ridiculous, (હસવાને પાત્ર)ની વચ્ચે થોડું જ અંતર છે. પ્રસ્તુત પુસ્તકમાં દલપતરામ અને તેમની કવિતાને એવાં subline દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે વાંચકને ridiculous લાગે. જેમકે, " શ્રીકૃષ્ણના અવતારની સમાપ્તિ વેળાએ અનેક ઉત્પાતો થવા માંડયા હતા અને તેથી ચારે બાજુએ ભય ઉત્પન્ન થયો હતો. તે જ પ્રમાણે કવીશ્વર દલપતરામ જેવા સાંકેતિક અવતારવાળા પુરુષનો અવસાનસમય નજીક આવતો ગયો તેમ તેમ ગૂજરાતના આ ભાગમાં અનેક ઉપદ્રવો અને ઉત્પાતો શરૂ થયા, ગ્રંથિક સંનિપાતનો નવો રોગ ઉત્પન્ન થયો, અને લોકો ઘરબાર તજી વનમાં રહેવા લાગ્યા. " તે જ પ્રમાણે દલપતરામના શિષ્યોના સંબંધમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે : "તેમના શિષ્યોમાં બુલાખીરામ ચકુભાઈ મુખ્ય હતો, અને તે જીવવા પામ્યો હોત તો અત્યારે ગૂજરાતીના મુખ્ય કવિની પદવી કદાચ ભોગવતો હોત."

કવિ દલપતરામના ધાર્મિક જીવનના ચમત્કારો અને સહવાસજન્ય સ્મરણો વિષેનો લેખ આખા પુસ્તકમાં સૌથી સરસ ભાગ છે. તેમાં આપેલાં દલપતરામનાં સંસ્મરણોમાંથી એક ઉતારીશું :

" સન ૧૮૮૭માં કવિ મુંબઈ ગયા હતા. ત્યાં મહારાણીની વર્ષગાંઠની સભામાં પ્રથમ ગટુલાલજી સંસ્કૃત શ્લોક બોલ્યા. દલપતરામે ઊભા થઈ ' અંગ્રેજી રાજ્યમાં ખર્ચ ઓછું કરવું હોય તો રૂપિયાના પટાવાળા કે નાના કારકુનની જગા ઓછી કરે છે, પણ

એ હજારના પગારવાળા ગોરાની જગા ઓછી થતી નથી' એ વસ્તુ-સ્થિતિની રમૂજી સરખામણી કરતાં કહ્યું હતુંઃ

અજદેવને તો આઠ આંખો, રુદ્રને ત્રણ બાર છે,
વળી ઇંદ્ર એક હજારે આંખ, અહીં જોડ હજાર છે;
પરમેશ્વર પણ શ્રેષ્ઠનો કરી પક્ષ, ને ઘણાંઘણાં દીધાં,
નટુલાલ દલપતરામ જેવા ગરીબનાં છીનવી લીધાં.' "

એકંદરે પુસ્તક રસિક, બોધપ્રદ, ઉપયોગી અને વાંચવાલાયક છે. ભાષા સાદી અને સરળ છે. ગૂજરાતના કવીશ્વરનું પ્રથમ ચરિત્ર લખવા માટે સ્વ. કાશીશંકર મૂળશંકર દવેનું ગૂજરાત સદા ઋણી રહેશે.

# સંવત ૧૯૭૭નું ગૂજરાતી સાહિત્ય

સ્વ. રણજીતરામે ૧૯૦૯ના 'બુદ્ધિપ્રકાશ'ના અંકોમાં " ઈસૂનું વર્ષ ૧૯૦૮ " નો સમર્થ લેખ પ્રસિદ્ધ કર્યો હતો એવું સમગ્ર અવલોકન હોવાનો દાવો કરવા જેવું આ લેખમાં કંઈજ નથી. સામાન્ય વાંચકને ગયા વર્ષમાં સાહિત્યપ્રવૃત્તિ શી થઈ તેની કાંઈક ખબર થાય, એટલા માટે આ લેખ છે.

## કાવ્ય

કાવ્યના આ ક્ષેત્રમાં રા. બોટાદકરની 'નિર્ઝરિણી' એકલી વહે છે. એક કરોડ માણસોની માતૃભાષામાં આખા વર્ષમાં ફક્ત એક જ કાવ્યગ્રંથ બહાર પડે, તે શું સૂચવે છે? રાજ્યદ્વારી હિલચાલને લઈ લોકો કાવ્યસાહિત્યનો ભાવ પુછતા નથી એમ કહેવાય છે. પણ, "બાળી નાખો રે બાળી તમે વિલાયતી કપડાં બાળી નાખો," અથવા "ઝેર વધ્યાં ને વેર વધ્યાં, વળી કાળા કેર વધ્યા કરનાર" જેવી કવિત્વ વિનાની કવિતાઓ, અને ગેયતા વિનાનાં ગાયનો પૈસે પૈસે વેચાય અને લોકોને મોંએ ચડી જાય, તો નર્મદ અથવા હરિહર્ષદનાં જેવાં વીરરસકાવ્યો અત્યારે લખાય તો લોકોમાં કેમ હોંસે હોંસે ન વંચાય? વાંચનારાઓનો તોટો છે જ નહિ; ખરા લખનારાઓનો જ તોટો છે.

રા. બોટાદકર ગૂજરાતી કવિઓમાં અનેરું સ્થાન ભોગવે છે. ગૂજરાતીઓ ઘરવાળા અને વ્હાલસોયા ગણાય છે. પણ, ગૂજરાતના કવિઓ એમ જ દર્શાવતા આવ્યા છે કે, ગૂજરાતના ગૃહજીવનમાં વ્હાલ રાખવા જેવું કંઈ છે જ નહિ. ભોજાએ અને કૃષ્ણરામે, તેટલા માટે જ ગૂજરાતીઓને ચાબખા માર્યા, નરસિંહરાવે અને ન્હાનાલાલે (પણ), તથા તે પહેલાં નર્મદે અને દલપતરામે ગૂજરાતી ગૃહસંસારના અનેક દોષો કવિતામાં ગાયા છે. આદર્શ ગૃહજીવન કેવું હોવું જોઈએ તે દર્શાવવા સ્વ. ગોવર્ધનરામે, 'લલિતે', 'બંધુસમાજે'

વગેરેએ પ્રયત્ન કર્યો છે; કારણ, ચાલુ ગૃહજીવનથી તે અસંતુષ્ટ હતા. પણ, આપણા જેવા છે તેવા સંસારમાં પણ કેવું સૌરભ ભર્યું છે તે તે તો રા. બોટાદકરે જ બતાવ્યું છે. તે સંસારના દુઃખોનું વર્ણન કરે છે, પણ તે દુઃખો મનુષ્યકૃત નથી પણ કુદરતકૃત છે.

રા. હિંમતલાલ ગણેશજી અંજારિયાએ સંગ્રહ કરેલ "પદ્યસંગ્રહ" 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ છપાવ્યો છે. એ વિષે હવે પછી લખવામાં આવશે.

## વાર્તા

વાંચનના વ્યસનીઓ જેમને હમેશાં મગજને ઉશ્કેરે એવી વાતો વાંચવાની ટેવ પડી જાય છે તેમને નિશો ચડે એવી વાતો ઢગલાબંધ લખાય છે. પણ, લોકરુચિને કેળવી ઊંચે ચડાવે એવી વાર્તાઓ આખા ગૂજરાતી સાહિત્યમાં ગણી ગાંઠી જ છે, તો આ એક વર્ષમાં તો તેમાં કેટલો ઉમેરો થાય? છતાં, વાર્તાસાહિત્યમાં બિલકુલ ઉમેરો થયો નથી, તેમ પણ નથી.

રા. રામમોહનરાય શાન્ત રીતે પણ સચોટ રીતે ગૂજરાતી સાહિત્યની અને સમાજની સેવા કરી રહેલ છે. ચાલુ વર્ષમાં "સુન્દરી સુબોધ"ના ગ્રાહકોને તેમની લખેલ "રસીલી વાર્તાઓ ભાગ રજો." ભેટ તરીકે અપાઈ હતી. "રસીલી વાર્તાઓ પહેલો ભાગ" થયો જોઈએ છીએ તેટલો જાણીતો થયો નથી. 'બીજા ભાગ'માં પણ વાર્તાઓ નામ પ્રમાણે રસીલી છે. ગૂજરાતમાં સ્વતંત્ર ટૂંકી વાર્તાઓ લખનાર થોડા છેઃ રા. કેશવપ્રસાદ, રા. કનૈયાલાલ મુનશી અને રા. રામમોહનરાય. ગૂજરાતી ટૂંકી વાર્તાઓ હમેશાં ગૃહજીવનના પ્રસંગો જ વર્ણવતી હોય છે. મરાઠીમાં જેવી ડિટેકટીવ અને પરાક્રમોની વાર્તાઓ લખાય છે, અને બંગાળીમાં ઐતિહાસિક ટૂંકી વાર્તાઓ લખાય છે તેવી ગૂજરાતી ભાષામાં લગભગ નથી જ લખાતી, એટલું જ નહિ, પણ જે ભાષાંતરો થાય છે તે પણ સામાજિક ટૂંકી વાર્તાઓનાં, ઐતિહાસિકનાં નહિ. 'સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી ટૂંકી

વાર્તાઓનાં ભાષાન્તરોના છ સંગ્રહો બહાર પડયા તેમાંથી એક જ ઐતિહાસિક વાતોનો છે, તે ઉપરના અભિપ્રાયના દૃષ્ટાંતરૂપે છે.

ભાષાન્તરમાં મુખ્ય "ડૂબતું વહાણ અથવા પવિત્રતાની પ્રસાદી"–ભાષાંતરકાર, ધનશંકર હીરાશંકર ત્રિપાઠી–એ પુસ્તક છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની "ચોખેરવાલી" ગૂજરાતીમાં સારી પ્રતિષ્ઠા પામી છે. આ પુસ્તક તેમની "નૌકા ડૂબી" નામની બીજી નવલ-કથાનું ભાષાંતર છે. તેની બીજી આવૃત્તિ આ વર્ષમાં બહાર પડી છે. ત્યાર પછી તેની ખપત જોઈ "નૌકા તુબી" એ જ નામથી અન્ય ભાષાંતર બહાર પડયું છે. આ પ્રમાણે એક જ પુસ્તકનાં બબ્બે ત્રણ ત્રણ ભાષાંતરો એકી સામટા બહાર પડે એ વાત ગૂજરાતમાં નવી નથી. 'ગુજરાતી'ની ભેટ "નંદનવનનો નાશ" અને 'ગુજરાતી પંચ'ની ભેટ "અયોધ્યા ને અંગ્રેજ" જે મૂળ એક જ ગ્રંથ પરથી રચાયાં હતાં તે એકી વખતે બહાર પડયાં હતાં. હાલમાં 'સસ્તા સાહિત્ય' તરફથી એક અને ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા તરફથી એક બીજું એમ સ્વામી વિવેકાનંદના જીવનચરિત્રનાં બે પુસ્તકો લગભગ એકી વખતે જ બહાર પડયાં છે.

રા. છગનલાલ હરિલાલ પંડયા ટૂંકી વાર્તા લખનાર તરીકે કેટલાક સમયથી પોતાની કસાયેલી કલમ વાપરવા માંડયા છે. તેમની વાર્તાઓ ઘણી ખરી અંગ્રેજી પરથી અનુવાદ કરેલી હોય છે.

ગૂજરાતમાં બાલવાર્તાઓ લખવાનો ઘણાકોએ પ્રયત્ન કર્યો છે, પણ તે મોટે ભાગે અંગ્રેજીનાં ભાષાંતરો હોય છે, અને કૃત્રિમ ભાષામાં લખાયેલાં હોવાથી બાલકોમાં પ્રિય થઈ પડતાં નથી. બાલકોની જ ભાષામાં, અને બાલકોને રસ તથા સમજણ પડે તેવી વાતોનો સંગ્રહ તો રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકાએ "બાલ વાર્તા"નું લઘુ પુસ્તક બહાર પાડયું ત્યારે જ ગૂજરાતને મળ્યો.

બંકીમચંદ્રની નવલકથા "કપાલકુંડલા"નું ભાષાંતર નારાયણ હેમચંદ્રે કર્યું હતું. હાલમાં વઢવાણના બૂકસેલર પુંજાલાલ ભગવાનદાસે

" પ્રેમની ખુમારી " એ નામે તેનું બીજું ભાષાન્તર બહાર પાડયું છે.

## ચરિત્ર

કાઠિયાવાડના ધન્વન્તરી તુલ્ય ગણાતા જામનગરના સુપ્રસિદ્ધ વૈદ્ય ઝંડૂ ભટ્ટજીનું જીવનચરિત્ર રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ લખી ગૂજરાતના જીવનચરિત્રના ભંડોળમાં અગત્યનો ઉમેરો કર્યો છે. આ સિવાય ચાલુ વર્ષ દરમિયાન જીવનચરિત્રનાં કેટલાંક સારાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે તેમાંથી મુખ્ય જ અત્રે ગણાવીશું.

હઝરત મોહમ્મદ પયગમ્બર સાહેબનું જીવનચરિત્ર રા. નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટે લખ્યું છે. આ હિન્દુ–મુસલમાન ઐક્યના જમાનામાં હિંદુઓએ મુસલમાન ધર્મ સંબંધે, અને મુસલમાનોએ હિન્દુ ધર્મ સંબંધે જાણવું ખાસ જરૂરનું છે. કારણ, Thought is thicker than blood–'વિચાર રક્ત કરતાં બળવત્તર છે.'

કાશીશંકર મૂળશંકરનું લખેલ દલપતરામનું જીવનચરિત્ર અને જયસુખરામ જોષીપુરાનું " મણિશંકર કીકાણી " ખાસ વાંચવાલાયક ચરિત્રો છે. ગિરિજાશંકર ભગવાનજી બધેકાએ બાળકોને ઉપયોગી ગૌતમબુદ્ધનું ચરિત્ર લખ્યું છે.

## પ્રકીર્ણ

રસગીતો–લેખક બટુલાલભાઈ ઉમરવાડિયા.

દલપતશૈલી સામે, પોપની સામે કાઉપરે કરી હતી તેવી જ, ફરિયાદ નવા જમાનાના વિદ્વાનો કરતા આવ્યા છે. તે એ જ કે દલપતરામ :

Made poetry a mere mechanic's art,
And every warbler had his tune by heart.

પણ, નવા જમાનાના કવિઓ સામે એ ફરિયાદ કરી શકાય કે, તેમણે તેથી તદ્દન બીજી જ દિશામાં જઈ રાગ, પ્રાસ, તાલ, માપ એ કંઈ જ ન હોય તેને " કાવ્ય " કહેવા માંડયું. રા. ઉમરવાડિ-

યાએ તો તેથી આગળ વધી એવા અપદ્યાગદ્યને ગીતોનું નામ આપ્યું છે.

## માસિકો

ગૂજરાતમાં કેટલી બધી કલા તથા રસિકતા છે તેનો ખ્યાલ આપી "વીસમી સદી" થોડો સમય ઝળકી અદશ્ય થયું. તે માટે તથા તેના સદ્દગત તંત્રી "હાજી" માટે ગૂજરાત ગમગીન છે. "વીસમી સદી" બંધ થયા પછી પોતાનું જૂનું નામ ફેરવી "ગરવી ગૂજરાત" નામધારી માસિક "વીસમી સદી"ના પગલે ચાલવાના ઇરાદાથી આ વર્ષમાં શરૂ થયું છે. અમે તેને મુબારકબાદી આપીએ છીએ. બીજાં માસિકોને એવી મુબારકબાદી આપવાનો સમય આવે એવું ઇચ્છીશું! ગૂજરાતી માસિકોના તંત્રીઓમાં "વસંતના" તંત્રી સાક્ષર શ્રી. રમણભાઈ વિદ્વત્તાનાં વ્યાજબી રીતે પ્રથમ સ્થાન લઈ શકે તેમ છે. તેઓ કવિ, નાટકકાર, હાસ્ય અને કટાક્ષમય લખાણો લખનાર તરીકે લગભગ એકલા જ, અને સમર્થ વિવેચક છે. વળી, તેઓ આ દેશના રાજકીય અને સામાજિક જીવનમાં સક્રિય ભાગ લે છે. પણ, "વસંત"ના વાંચકને તો તેમાંની એકે શક્તિનો લાભ આખા વર્ષ દરમિયાન મળ્યો નથી. "અહિંસા અને અસહકાર" પર તેમણે આપેલું વ્યાખ્યાન ફક્ત અપવાદરૂપે છે.

"સમાલોચક"ના તંત્રીઓ પૈકી રા. અંબાલાલ બુલાખીરામ જાની તો, પૂંઠા સિવાય બીજે કયાંઈ, તે પત્રમાં દેખાયા નથી. રા. ચંદ્રશંકર, તંત્રીઓમાં અપવાદ રૂપે, લગભગ દરેક અંકમાં કવિતાઓ અને લેખો લખતા રહે છે; એટલું જ નહિં, પણ બીજા પત્રોમાં લેખો મોકલતા રહે છે.

"સમાલોચક" અને "ગરવી ગૂજરાત" સચિત્ર છે. "સાહિત્ય" સિવાય દરેક માસિક કદ અને નિયમિતતામાં ઘણો સુધારો માગે છે. ચીંથરિયાં માસિકો વધતાં જાય છે. પણ લાંબા વખતથી ચાલતાં

આવેલાં અને પ્રતિષ્ઠિત પત્રોને પણ સારા લેખો તો અવારનવાર જ મળે છે, ત્યાં આવાં ચીંથરિયાં તો નિર્માલ્ય લેખોથી ભરાય, અને અલ્પ સમય દેખાઈ અદૃશ્ય થઈ જાય તેમાં નવાઈ શાની?

સામયિક પત્રોના લેખકમંડળમાં પ્રતિભાશાળી અને પ્રતિષ્ઠિત નામનો લગભગ અભાવ જ છે. 'સુદર્શન', 'ચન્દ્ર', અને 'ભારતી-ભૂષણ'માં તેમના તંત્રીઓ મણિલાલ, હરિલાલ અને બાળાશંકરના લેખો ઉપરાંત કલાપિ, દોલતરામ કૃપારામ પંડ્યા, આનંદશંકર, નરસિંહરાવ, રમણભાઈ, કૃષ્ણલાલ ઝવેરી, રણજીતરામ વગેરે લેખકોનાં લખાણો આવતાં, પણ હાલ પત્રો વધ્યાં અને લખનારા ઘટયા તેથી ગમે તેવા લેખોથી પત્રો ભરી સંતોષ માનવો પડે છે. ગૂજરાતી ભાષાના એકે માસિકનો દરેકે દરેક લેખ વાંચવા લાયક હોય એવો એકે અંક વર્ષ દરમિયાન નીકળ્યો નથી, એમ કહી અમે દૂષણ શોધવાના સ્વભાવનું દર્શન કરાવતા નથી, પણ વસ્તુસ્થિતિનું વર્ણન કરીએ છીએ. અંગ્રેજીમાં "મોર્ડન રીવ્યૂ" બંગાળીમાં "પ્રવાસી" અને મરાઠીમાં "મનોરંજન" છે તેવું એકે પત્ર ગૂજરાતમાં નથી. ધાર્મિક રાજકીય, સામાજિક, કેળવણીવિષયક, એમ ગૂજરાતના સ્વતંત્ર જીવનને પોષતા સ્વતંત્ર લેખો અને ચર્ચાવાળું, તથા ગૂજરાતના સાહિત્યની સમાલોચના કરતું એક માસિક ગૂજરાતની અનિવાર્ય જરૂરિયાત છે.

## સ્ત્રીઉપયોગી માસિકો

અમદાવાદમાંથી 'સ્ત્રીબોધ,' 'સુંદરી સુબોધ' અને 'ગૃહિણી ભૂષણ સમાજ' એવા ત્રણ માસિકો નીકળે છે. તે સિવાય સુરત "વનિતા વિશ્રામ" તરફથી "વનિતા વિજ્ઞાન" અને ભાવનગરમાંથી 'સ્ત્રીસુખદર્પણ' નામનાં પત્રો બહાર પડે છે. 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ સ્ત્રીશિક્ષણની પરીક્ષા લેવાનું બંધ કરી "મહિલા-મિત્ર" નામનું વાર્ષિક સૌ. વિદ્યાબહેન તથા સૌ. શારદા બહેનના તંત્રીપણા નીચે કાઢવાનું નક્કી કર્યું છે.

## બાલોપયોગી માસિકો

'ચરોતર કેળવણી મંડળ' તરફથી રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલના તંત્રીપણા નીચે 'બાલમિત્ર' નામનું માસિક શરૂ કરવામાં આવ્યું છે. ગૂજરાતના અત્યાર સુધીમાં નીકળેલા સર્વ બાલોપયોગી માસિકોને ટપી જાય તેવું તે લાગે છે, એટલું જ નહિં, પણ મરાઠી "બાલબોધ" અને હિન્દી "બાલ-સખા" કરતાં પણ ઘણી બાબતમાં તે ચડિયાતું છે.

રા. કમલાકાન્તના તંત્રીપણા નીચે પ્રગટ થતું મુંબઈનું "બાલજીવન" પણ ખાસ નોંધ લેવા જેવું છે.

"વૈદ્ય-કલ્પતરુ" અને "વ્યાયામ" એ આરોગ્ય અને કસરતના વિષયોનાં ધ્યાન ખેંચે તેવાં પત્રો છે.

## વર્તમાનપત્રો

અસહકારને અંગે વર્તમાન પત્રો બે પક્ષમાં વહેંચાઈ ગયાં છે! અસહકારી અને તેના વિરોધી, દૈનિક પત્રોમાં "સાંજવર્તમાન" તથા "હિન્દુસ્થાન" અસહકારનાં લખાણો ખુલ્લી રીતે અને નિર્ભયતાથી કરતાં હતાં. "પ્રજામિત્ર અને પારસી" અસહકારની તરફેણમાં નહિ, પણ ખુલ્લી રીતે વિરુદ્ધમાં પણ નહીં એમ શરૂઆતમાં હતું. ધીરે ધીરે તેનુ વલણ સહકાર તરફ થતું ચાલ્યું છે. "જામે જમશેદ" ખુલ્લી રીતે સહકારનો પક્ષ કરતું.

અઠવાડિક પત્રોમાં "ગુજરાતી"એ અસહકારના વિરુદ્ધ ઝૂંબેશ ઉઠાવી હતી.

"હિન્દ-મિત્ર" નામનું અઠવાડિક અસહકારવાદી પત્ર એક પારસી ગૃહસ્થે મુંબઈમાંથી કાઢવાનું આ વર્ષથી શરૂ કર્યું છે, તે થોડા સમયમાં બહુ લોકપ્રિય થઈ પડયું છે. "પ્રજાબન્ધુ" એ અસહકારનો સબળ પક્ષ કરી પોતાના પ્રતિષ્ઠા તથા લોકપ્રિયતામાં વધારો કર્યો છે.

"નવજીવન" ગૂજરાતી પ્રજામાં તથા ગૂજરાતી ભાષામાં નવું જ બળ રેડી રહેલ છે. મરાઠી સાહિત્યની જે સેવા લો. મા. તિલકે "કેસરી"દ્વારા મરાઠી ગદ્યને સારું અને જોરદાર સ્વરૂપ આપીને કરી છે તેવા જ પ્રકારની ગૂજરાતી સાહિત્યની સેવા મહાત્મા ગાંધીજી "નવજીવન"દ્વારા કરી રહેલ છે. "નવજીવન"ના ગાંધીજીના લેખો ગૂજરાતી ભાષામાં પણ જોરદાર લખાણ થઈ શકે છે તેનો સુંદર પૂરાવો આપે છે. મહાત્મા ગાંધીજીની ભાષા ગૂજરાતી ગદ્યલેખકોમાં નવલરામને વધારે મળતી આવે છે.

'નવજીવન'ની હિન્દી આવૃત્તિ થવાથી હિન્દુસ્તાનના રાજકીય જીવનને લાભ થયો છે, પણ ગૂજરાતી ભાષાને ખોટ ગઈ છે. ગૂજરાત અને ઉત્તર હિન્દુસ્તાનમાં જેમ "કેસરી" ના વાચનને લઈ ને મરાઠી ભાષાના અભ્યાસને ઉત્તેજન મળતું તેમ 'નવજીવન' વાંચવા માટે ઘણા ઉત્તર હિન્દવાસીઓ અને મહારાષ્ટ્રીઓ ગૂજરાતીનો અભ્યાસ કરતા. હિન્દી 'નવજીવન' નીકળતાં હવે તેમ કરવાની જરૂર રહી નથી.

કાઠિયાવાડમાં રાણપુરમાંથી "સૌરાષ્ટ્ર" નામનું અઠવાડિક પત્ર રા. અમૃતલાલ દલપતભાઈ શેઠ જેમણે લીંબડી સ્ટેટના મુનસફની જગાનું રાજીનામું દેશસેવા કરવા માટે આપ્યું હતું તેમના તંત્રીપણા નીચે નીકળવા માંડ્યું છે. તે પત્ર નીડર અને નિષ્પક્ષપાત રીતે પણ ડહાપણ અને વિવેકની હદમાં રહીને એજન્સી અને રજવાડાઓનાં કૃત્યો પર જાહેર હિતને માટે ટીકા કરે છે. કાઠિયાવાડને માટે નીકળતું પત્ર કાઠિયાવાડના કોઈ પણ રજવાડા કરતાં બ્રિટિશ હદમાંથી પ્રગટ થવાનું વધારે પસંદ કરે, તે શું સૂચવે છે?

વર્તમાનપત્રોના તંત્રીઓમાં સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈની પડેલ ખોટ હજુ સુધી પુરાઈ નથી. કોઈ પત્રની પાછળ તંત્રીનું વ્યક્તિત્વ દેખાઈ આવતું નથી. અપવાદ તરીકે એક પત્ર છે. મહાત્મા ગાંધીજીનું 'નવજીવન' લગભગ તંત્રીના જ લખાણોથી ભરપૂર હોય છે.

રા. વાડીલાલ મોતીલાલ શાહનું " જૈન હિતેચ્છુ " નિયમિત રીતે અનિયમિત નીકળતું પત્ર છે. નિત્શેનો આ જૈન ઉપાસક ગૂજરાતમાં વીરતાની ભાવના પ્રસારી ગૂજરાતને નિર્માલ્ય બનાવવાના જૈનો પરના આક્ષેપને ધોઈ રહેલ છે. તેનું " અસહકાર "નું નાનકડું પુસ્તક ગૂજરાતી રાજ્યદ્વારી સાહિત્યના ભંડોળમાં સારો ઉમેરો કરે છે. " મહાવીર કહેતા હવા " અને " અમૃતલાલ શેઠનું અઠવાડિયું " એ બે સમર્થ લેખો પણ આ પ્રતિભાશાળી લેખકની ઓજસ્વી કલમના પરિણામરૂપે આ વર્ષમાં જ પ્રસિદ્ધ થયા. પત્રનું નામ કોમી હોવાથી તેનો ફેલાવો થવો જોઈએ તેટલો થતો નથી. નવા વર્ષથી પોતાનું નામ બદલવા તે પત્ર ઇરાદો રાખે છે. એ પ્રમાણે થવાથી તેના ફેલાવામાં મદદ થશે એમાં અમને શંકા નથી.

# સૂચિ

[ નોંધઃ—'પાંત્રીસના ગ્રંથસ્થ વાઙ્મય'માં અવલોકન કરાયેલાં પુસ્તકોની સૂચિ પૃષ્ઠ ૯૫ ઉપર અલાયદી આપી છે. ]

## મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૧૩ | શ્રી. ખંડધિયા | શ્રી. ખંધડિયા |
| ૩૭ | ૧૪ | ' પ્રયણુપંક ' | ' પ્રણુયપંક ' |
| ૪૬ | ૪ | ' પૂર્વજોના પાપો ' | ' પૂર્વજોના પાપે ' |
| ૬૦ | ૧૯ | 'ગાંડિવ સહિત્ય મંદિર' | 'ગાંડિવ સાહિત્ય મંદિર' |
| ૮૭ | ૯ | શ્રી. પાંડુરંગ વાળામે | શ્રી. પાંડુરંગ વળામે |
| ૧૩૫ | ૮ | " મૌકાતળી " | " નૌકા ડૂબી " |
| ૧૩૭ | ૧૨ | વિદ્વત્તાના | વિદ્વત્તામાં |

# નવું વાર્તા-સાહિત્ય

**અજ્ઞાતા** — **ચુ. વ. શાહ** — **૧-૮**

બાલ્યાવસ્થાથી અંતરનો પ્રેમ સમર્પણ કરવા છતાં, અને મૃત્યુ સુધી પ્રેમમાં મસ્ત રહેવા છતાં પ્રેમિકથી કેવળ અજ્ઞાત રહેલી કુમારિકાની આ હૃદયદ્રાવક કથા છે.

**વિસર્જન** — **અનુ. પલાશ** — **૨-૮**

આ વાર્તાઓનું વસ્તુ એક જ છે: રૂપજીવિનીઓની કથની. સમાજની હડધૂત થયેલી, કલંકિત ગણાતું જીવન ગાળતી રૂપજીવિનીઓના અંતરના ઊંડાણમાં નરી માનવતા, પ્રેમ, માયા અને નિઃસ્વાર્થ વૃત્તિનાં કલકલ કરતાં વહી રહેલાં ઝરણાં દર્શાવતો એક અનોખો નવલિકાસંગ્રહ

**ગૂજરાણી** — **સ્વ. પ્રેમચંદજી** — **૩-૮**

હિંદીના વિખ્યાત નવલકથાકાર સ્વ. પ્રેમચંદજીની ગૂજરાતીમાં પહેલી જ વાર ઊતરતી એક સળંગ સામાજિક નવલકથા

**વિવાહ-મંદિર** — **નારાયણબાબુ** — **૩-૦**

'શરદબાબુ' સંપ્રદાયના પ્રખ્યાત બંગીય લેખકની અતિ રસવતી એક સુંદર નવલકથા

# નવાં પુસ્તકો

**નાના હતા ત્યારે ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ ૨–૮**

'દરેક નવયુવક યુવતીએ વાંચવા જેવી જીવનકથા આ છે. તેમાં જીવનરસની પિપાસા સાથે સદાચારનો ઉત્કટ આગ્રહ, અને તેને માટે જાગૃતિ જોવા મળે છે, તે ગમે એવા છે; અને, જે નિરાડંબરી શૈલીથી પોતાની વાત દાક્તર સાહેબ કહે છે, એ એમના સાદા સ્વભાવનું બરોબર પ્રતિબિંબ છે. અને, એ આખા કથનમાં મજેદાર આછા વિનોદની છાંટણી સાથે ગંભીરતા પણ મેળવાય છે. એવી દાક્તરની ભાષણશૈલી આ એમના લખાણમાંય જોવા મળે છે. ખાસ કરીને ગૂજરાતીઓ માટે તો એમનો પ્રેમ વાચકને ચેપક નીતરે એવો છે.' ('શિક્ષણ અને સાહિત્ય')

**રસદર્શન ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ ૨–૧૨**

લેખકને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર સંસ્મરણોનો સંગ્રહ. આ લેખમાળાને ૧૯૪૪ની સાલનો 'કુમારચંદ્રક' એનાયત થયો હતો એટલી જ હકીકત એની ઉપયોગિતા બતાવવા માટે પૂરતી ગણાવી જોઈએ.

**બંદૂક અને તેનું શાસ્ત્ર સ્વ. કૅપ્ટન મોડક ૧–૧૨**

**શિક્ષણ–સાધના આચાર્ય ક્ષિતિમોહન સેન ૨–૦**

**એક પુસ્તકની આત્મકથા મણિલાલ પ્ર. વ્યાસ ૦–૪**

**(તંત્રી 'પુસ્તકાલય')**

# 'લોકભોગ્ય વિદ્વાન વિવેચક'

'...આપણે ત્યાં વિવેચકો તો ઘણા થયા છે, પણ રા. ભાઈ નવલરામ જેટલો લોકભોગ્ય વિવેચક કોઈ ગણાવી શકાય એમ નથી. ગુજરાતનું અત્યાર સુધીનું વિવેચન મુખ્યત્વે વિદ્વદ્‌ભોગ્ય જ રહ્યું છે. ગણ્યાગાંઠ્યા સાક્ષરોએ જ આ સાહિત્યપ્રકારમાં રસ લીધો છે. 'નવલગ્રંથાવલિ', 'કવિતા અને સાહિત્ય', કે 'મનોમુકુર' શિક્ષક, વિદ્યાર્થીઓ, કે ખાસ અભ્યાસીઓ સિવાય બીજા બહુ થોડાના હાથમાં ગયાં હશે. ...રા. નવલરામ એટલે વિવેચનક્ષેત્રના ભોગીન્દ્રરાવ દિવેટિયા. ...વિચાર અને વાણી ઉભયની આવી સાદાઈ અને સ્પષ્ટતા આપણા કોઈ પણ ઇતર વિવેચકમાં ક્વચિત્ જ જડશે. ...એમનો આ વિનોદરસ પણ એમનાં વિવેચનોને લોકપ્રિય બનાવવામાં મોટો ફાળો આપશે.'

'રા. ભાઈ નવલરામના અંગત પરિચયમાં આવેલ સૌ કોઈ જોઈ શકે એમ છે કે, એમનામાં વિવેચનને માટે અનેક પ્રકારની યોગ્યતા છે. સાહિત્યવિલાસી મહેતાજીના એ પુત્રને સાહિત્યનો ઊંડો રસ ગળથૂથીમાંથી જ મળેલો છે. આથી છેક બાલ્યકાળથી શરૂ થયેલું એમનું વાંચન બહુ તલસ્પર્શી તો નહિ, પણ ખૂબ વિશાળ બન્યું છે. 'સદેવંત સાવળિંગા'થી માંડીને તે 'સાક્ષર જીવન' સુધી અથવા 'વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ'થી માંડીને જૂની ગુજરાતીના 'વિમળપ્રબંધ' સુધીના જુદા જુદા અનેક વર્ગના પુસ્તકોમાંથી એમણે નહિ વાંચ્યાં હોય એવાં બહુ થોડાં હશે. ગુજરાતી ઉપરાંત બંગાળી, મરાઠી, હિંદી સાહિત્યથી એ સારી રીતે પરિચિત રહે છે અને યુરોપીય સાહિત્યનું એમનું વાચન પણ વ્યવસ્થિત નહિ, છતાં ઠીક ઠીક વ્યાપક ગણાય એવું છે. આ રીતે વિવેચકને આવશ્યક એવો એક ગુણ જે વિદ્વત્તા તે જો એમનામાં સારા પ્રમાણમાં છે, તો બીજો ગુણ જે સ્પષ્ટવક્તૃત્વ તે પણ એમને જન્મથી મળેલો છે. વિશેષમાં નર્મ મર્મભર્યો વિનોદરસ એ એમની પ્રકૃતિનું એક લક્ષણ છે. આ રીતે એમના આવા કેટલાક ગુણો ગુજરાતી વિવેચનની ઉપયોગી સેવા સાધી શકે એમ છે એ દૃષ્ટિએ પણ એમને આવકાર આપતાં આનંદ થાય છે.'